મહાકવિ શ્રી કાલિદાસનું

# અભિજ્ઞાનશાકુંતલ

## (ગુજરાતી ભાષાન્તર)


કર્તા અને પ્રકાશક

મગનભાઈ ચતુરભાઈ પટેલ,

બી. એ; એલ એલ. બી; બારીસ્ટર-એટ-લૉ.

પાંચકુવા-અમદાવાદ.





સને ૧૯૧૫.

આવૃત્તી ૧ લી પ્રત ૧૦૦૦.

અમદાવાદમા ખાડીયામાં જેઠાભાઇની પોળમાં પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસમાં

ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું.

કીંમત રૂ. ૧-૨-૦.

# આ લેખકનાં પુસ્તકો.

અભિજ્ઞાનશકુંતલ....................૧—૨—૦

કુસુમાંજલિ....................૦-૧૦-૦

વૈદેહીવિજય (નાટક)..............૦—૮—૦

ક્ષાત્રપાળ (જૂદુ. વે. સ. ધ. સ. પાસેથી) ૦—૩—૦

કાવ્યાર્થપ્રદીપ (છપાવામાં)....................

સ્વદેશી હીલચાલ (બંધુમંડળ પાસેથી, વડોદરા,)
૦—૧—૦

શિક્ષકનું કર્તવ્ય (શિક્ષક સમાજ વડોદરા.)......

# પ્રસ્તાવના.

કાલિદાસ.

કાલિદાસની ઉજ્વળ કીર્તિ દેશ દેશાન્તરમાં પ્રસરી રહી છે; અને એ મહાકવિએ આર્યાવર્તને સાહિત્યની સૃષ્ટિમાં ઘણું ઉચ્ચ સ્થાને ચઢાવ્યો છે. એ કીર્તિનાં યશોગાન વિવિધ રીતે લોકમાં સાંભળીએ છીએ! કેટલાક કહે છે કે અહો! કાલિદાસની શી મધુર વાણી! કેટલાક કહે છે કે એમનો પ્રસાદ શો! કેટલાક એમની પ્રતિભામાં મોહ પામે છે તો કેટલાક વળી એમના વિલાસમાં જ આનંદ માને છે! કેટલાક કાલિદાસને શૃંગારી કવિ કહી સંતુષ્ટ થાય છે તો કેટલાક એમને અહીંનો શેક્ષપીયર કહીને જ સંતોષ માની લેછે! કેટલાક એમના બુદ્ધિ ચાતુર્યમાં ચકિત થાય છે તો કેટલાક એમની કીર્તિનો કળશ એમની ઉપમાઓના ઉપર જ ઢોળે છે! મહાન કવિ આવી અનેક રીતે વાચકને વિનોદ કરાવે એમાં કાંઇ નવાઇ નથી; પણ આવા વિવિધ વિનોદમાં જ કાલિદાસની કીર્તિનો પાયો હશે કે કોઇ બીજે સ્થળે એમ કાલિદાસના હાર્દને સમજવા મથનાર માણસ પ્રશ્ન કરે તો એનો આપણે શો ઉત્તર આપવો?

અમારો ઉત્તર તો એના સંબંધમાં સ્પષ્ટ એવોજ છે કે માત્ર વાચકને મળતા વિવિધ વિનોદ ઉપર જ કાલિદાસની પુરાણ કીર્તિ આશ્રિત હોઇ શકે નહીં. જયદેવ, માઘ, અમરૂ, બાણ, ભારવી આદિ કવિયો વાચકને ઓછો વિનોદ કરાવતા નથી. લેખકોએ આ કવિયોની ઓછી પ્રશંસા કરી નથી અને કળાના અનેક ચમત્કારિક દૃષ્ટાન્તો એમની કૃતિયોમાં પ્રસિદ્ધ થઇ ગયા છે છતાં કાલિદાસ એકલાને જ માટે આમ કહેવામાં આવે છે કે

**पुरा कवीनां गणनाप्रसंगे कनिष्टिकाधिष्ठितकालिदासा:।**
**अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥**

ત્યારે તો અવશ્ય કાલિદાસની કીર્તિનું મૂળ આપણે એમની સર્વમાન્ય મોહક કળાના કરતાં અન્ય સ્થળેજ ખોળવું જોઇએ.

વળી કાલિદાસની આ કીર્તિ મુખ્યત્વે એમના અભિજ્ઞાનશકુંતલ અને રઘુવંશના ઉપર આશ્રિત છે. આ બે ગ્રંથ એમણે ન લખ્યા હોત તો એમની કીર્તિ અત્યારના જેટલી ભાગ્યે જ પ્રજ્વલિત હોત! વાણીનું લાલિત્ય અને પદ્યરચનાની સરળતા એમનાં ૠતુસંહાર અને

બીજાં નાટકોના કરતાં શાકુંતલમાં વિશેષ છે એમ કહેવાનું કાંઇ ખાસ કારણ નથી. એમની પ્રતિભા કુમારસંભવ અને મેઘદૂતમાં એટલા જ વેગવાળી અને ચમત્કારિક છે. એમના વિલાસ એમની બીજી કૃતિયોમાં વધારે ચિત્તાકર્ષક અને માદક છે. આમ છતાં કાલિદાસની કીર્તિ મુખ્યત્વે શાકુંતલના ઉપર આશ્રિત શાથી હશે ? માત્ર મધુરવાણી કે પ્રસાદ, શૃંગાર કે એમના વિલાસ જેવાં કાલિદાસનાં બાહ્ય અંગની જ આકર્ષક શક્તિના ઉપર જો કીર્તિનો પાયો ચણાયો હોત તો એ કીર્તિમાં શાકુંતલની આવશ્યકતા નહોતી. ત્યારે એમના અન્ય ગ્રંથોમાં જણાતા સાધારણ ગુણ ઉપરાંત શાકુંતલમાં એવી શી ચમત્કૃતિ છે જેણે આ કવિને કીર્તિના શિખરે ચઢાવ્યા ?

કલાનો આ સમગ્ર ગુણ સમૂહ શાકુંતલમાં એકત્ર થયો છે એટલું જ કહેવાથી આ પ્રશ્નનો ખુલાસો થતો નથી; કારણકે કલાના સર્વ અંશ એકઠા થયા છે એમ કહેવું એ તો વસ્તુસ્થિતિનું કથન માત્ર જ છે. (a bare statement of fact ). વસ્તુસ્થિતિનો એ કાંઈ ખુલાસો નથી. જે વસ્તુ આપણે જોઇએ તે કહી જવામાં જ્ઞાનની વૃદ્ધિ નથી પણ એ વસ્તુનું કારણ શોધવામાં જ વસ્તુનું હાર્દ જડે છે. ત્યારે ક્ષણભર એ વાદ સ્વીકારીએ કે કલાના સર્વ અંશનું શાકુંતલમાં એકીકરણ થયું છે માટે જ એ વધારે ચિત્તાકર્ષક છે તોય બે હજાર વર્ષ થયાં આવું સ્વાભાવિક અને ચિત્તાકર્ષક એકીકરણ માત્ર આ એક જ કવિમાં થયું અને અનેક અન્ય કવિયોએ એનું અનુકરણ કરવા ભગિરથ પ્રયત્નો કર્યા છતાં તે સર્વ નિષ્ફળ થયા એનું શું કારણ હશે એ સમજવાનો પ્રયાસ આદરણીય છે. કોઇનાથી અનેક પ્રયત્ને પણ અનુકરણ નહીં થઇ શકે એવી કલા તે ચિત્તાકર્ષકતાનું મૂળ કારણ છે કે એવી મનોહર કલા જાતે કોઇ અન્ય મૂળ કારણનું ફળ છે એ પ્રશ્નનો વિચાર કરવો યોગ્ય છે.

શાકુંતલમાં પ્રકટ થએલી કાલિદાસની કલામાં એક વિશેષતા સર્વમાન્ય છે અને તે એ છે કે એ કલા સર્વાંગે સરળતાની ભરેલી છે. કોઇ જગ્યાએ એનું પ્રમાણ જોઇએ તે કરતાં વત્તું ઓછું જણાતું નથી. એની સર્વત્ર પ્રસરી રહેલી ઝલક વિરલ વિરલ પથરાયલી છતાં વાચકને સંમોહ પમાડવા સમર્થ થઇ છે. કુદરતમાં દેખાતું સૌન્દર્ય આવી સરળતા ભર્યુંજ હોય છે. સરળતા અને અબાધિત સૌન્દર્યની વિરલતા એજ પ્રભુની સૃષ્ટિને માનવકૃતિથી જૂદી પાડી બતાવે છે. આ કુદરતનો ગુણ કાલિદાસની કલામાં સર્વાંગે વ્યાપી રહ્યો જણાય છે. અને આ વિશે-

પતાથી તરત ખાતરી થાય છે કે કલાનું એકીકરણ એ શાકુંતલમાં કાલિદાસનો અંતિમ ઉદ્દેશ નથી કારણકે કલા કલાને જ અર્થે પ્રેરાયલી નથી એમ આ વિશેષતામાંથી જ સ્પષ્ટ થઈ જાય છે; અને જો એ કાલિદાસનો અંતિમ ઉદ્દેશ ન હોય તો ચિત્તાકર્ષકતાનું એ મૂળ કારણ ન બની શકે. એથી ઉલટા અનુમાનમાં કવિપ્રયોજન નિષ્ફળ થયું સ્વીકારવું પડશે.

કલાને જ અર્થે પ્રેરાયલી કલાનું સ્વરૂપ જૂદું જ હોય છે. એમાં સર્વાંગે સરળતા ભર્યું સૌન્દર્ય ઘણું ઓછું દેખાય છે. ઘણા કુશળ કવિને હાથે પણ જ્યાં કલા કલા અર્થે જ પ્રેરાયલી હોય છે ત્યાં એનું સંમોહક સ્વરૂપ હોવા છતાં હૃદયના ઉપર સ્હેજ ભારવાળું લાગે છે. કાલિદાસની કલાના જેવી એની છાપ (Impression) હળવી હળવી (lightly) પડતી નથી. વાંચતાં રસ પડે ખરો પણ સમજતાં આંખ ઘેરાય; કલાના ભાર તળે દબાતુ હૃદય જરા ઘેનાય. કાલિદાસની કલા એટલી હળવી, સ્વાભાવિક અને વસ્તુ સાથે એટલી બધી સહજ લાગે છે કે હૃદય ઉલ્લાસમાં ઉછળે છે અને વેગથી કવિ હૃદયનો રસ લૂંટવા બુદ્ધિ ઉંડી ઉતરી પડે છે. બાણ કવિની કલા સાભિપ્રાય યોજેલી કલાનો બહુ સુંદર દૃષ્ટાન્ત છે. કાદંબરીમાં ઘણે અંશે કલાનો પ્રયોગ કલા અર્થેજ થએલો છે અને એ પ્રવીણ કવિને હાથે એ પ્રયાસ ઘણોજ સફલ થયો છે છતાં એમની એ ઉચ્ચ કલા અને કાલિદાસની કલામાં કેટલો બધો ફેર ? કાલિદાસની કલાનું સૌન્દર્ય બાણમાં નજ આવી શકે ! ઉત્તમોત્તમ ફુવારા ઉડતો બગીચો સ્વચ્છંદે વહી રહેલા ગંગાજળના સિકર ભર્યા હીમાચળના તળમાં આવેલા તપોવનના સાદા સૌન્દર્ય આગળ શી વિશાતમાં છે ?

ત્યારે આટલી ચિત્તાકર્ષક કલાનું કારણ શું હશે ? અમારૂં એવું માનવું છે કે નાટકની વસ્તુદ્વારા પ્રકટ થતા કવિના જગન્મોહક આત્માના આવિર્ભાવનું આવી અદ્વિતીય કલા સ્વાભાવિક ફળ છે. અનેક સંસ્કાર પામી પરિપક્વ દશાએ પહોંચેલા આત્માની સૃષ્ટિનો ચિતાર ચિતરતાં કલા સ્વભાવેજ આવું સર્વાંગી સરળતા ભર્યું સ્વરૂપ પ્રકટ કરે તે સ્હેજ સમજાઇ શકાય તેવું છે. અહીં આખા જગતને આત્મરૂપ જોઇ રહેલી કવિદૃષ્ટિએ ઉપજાવેલી સરળ અને ભવ્ય માનસિક સૃષ્ટિ લેખદ્વારા ઉતારવી એજ કવિનો મુખ્ય ઉદ્દેશ છે. કલા ત્યારે સ્વભાવેજ આ ઉદ્દેશને અનુસરતાં મોહક સ્વરૂપ ધારણ કરે એમાં નવાઈ નથી; અને માનસિક સૃષ્ટિનું એ સ્વાભાવિક પરિણામ હોઈ એમાં કોઇ સ્થળે કૃત્રિમતાનો છાંટો પણ નજ આવે. જ્યાં ધુરંધર વિદ્વા-

નની વાણી આવી વિશ્વવ્યાપક પ્રેમ ભરી મનોરમ હૃદય ભાવનાની સૃષ્ટિ એની ભવ્ય સરળતામાં ચિતરવા ઉધુક્ત થાય ત્યાં કલા સર્વાંગે સરળતા ભરી અનનુકરણીય વિશેષતા ધારણ કરેજ; કારણ કે તંતુપટ ન્યાયે કવિની સૃષ્ટિ અને તેની કલાનો સંબંધ સમવાય સંબંધવાળો છે. તેથી જ ખરી રીતે જોતાં ચિત્તાકર્ષકતાનું કારણ કલાના સમગ્ર ગુણ સમુહનું થતું એકીકરણ નથી પરંતુ એ કલામાં થઇને કવિ હૃદયની મનોરમ સૃષ્ટિની થતી અસ્પષ્ટ ઝાંખી છે. સામાન્ય વાચકની દૃષ્ટિ પ્રથમ સદા કલાથીજ આકર્ષાય છે એટલે જેની બુદ્ધિ કલામાંથી થતી અસ્પષ્ટ ઝાંખીને ઉંડી ઉતરી સ્પષ્ટતા ભરી ભવ્યતામાં ન જોઇ શકે તેમને કલામાંથી થતી અસ્પષ્ટ ઝાંખીજ સંમોહમાં આંજી રાખે છે અને અજ્ઞાનથી એ પ્રભાવ કલાનો છે એમ કહી કાલિદાસની કીર્તિનો પાયો એમની સરળ ભવ્યતા ભરી કલા ઉપર આશ્રિત છે એમ માને છે, અને સેંકડે નેવું ટકા વાચકની આવી માન્યતા આ દૃષ્ટિએ ક્ષન્તવ્ય પણ છે. પણ જેની કુશાગ્ર બુદ્ધિ આ-કલામાં થતી અસ્પષ્ટ ઝાંખીના દ્વારે ઉંડી ઉતરી કવિના વિશાળ પ્રેમની સૃષ્ટિની રસિક ભોક્તા થાય છે તે તો કલા એ માત્ર એનું સુંદર અને સ્વાભાવિક વસ્ત્ર છે એમ ગણી તેને ગૌણ કરી નાખી કવિના ખરા સ્વરૂપના ઉપરજ કવિની અમિત કીર્તિનો પાયો છે એમ માને છે. અને આજ દૃષ્ટિએ સંસ્કૃત ભાષાનું મનોહર વસ્ત્ર ખંખેરી નાખી પાશ્ચિમાત્ય ભાષાના નવાજ વસ્ત્રમાં લપેટાયલી છતાં કાલિદાસની આત્મભાવ ભરી હૃદય સૃષ્ટિએ મોહિત કરેલા પ્રખ્યાત જર્મન કવિ ગેટીના ઉદ્‌ગાર સમજી શકાશે. બીજી દૃષ્ટિએ એમણે શાકુંતલની કરેલી અત્યંત પ્રશંસા કેવળ અગમ્યજ રહે છે. એ મહાન કવિ કાલિદાસની રમ્ય સૃષ્ટિના આનંદ પૂરમાં તણાતાં બોલી ઉઠે છે કે

### હરિગીત.

[1]તારૂણ્યની ખીલતી કળિ, પરિપક્વ ફળ કે અંતનાં,
સૌ વાતથી ઇચ્છું કદિ નિજ આત્મ ચઢી ઉલ્લાસમાં

---

1. Wouldst thou the young year's blossoms and the fruits of its decline?
And all by which the soul is charmed enraptured, feasted, fed?
Wouldst thou the Earth and Heaven itself in one sole name combine?
I name thee of Sakuntal and all at once is said.

GOETHE.

ઉછળી રહે ને પુષ્ટ થાતાં ભોગવે પરિતૃપ્તિનાં
સુખ એ અને સંમોહના મધુ ઘેનમાં ઘેરાય જ્યાં,
પૃથ્વીને વળી સ્વર્ગ એકજ નામમાંહિ સમાય જ્યાં
તે રમ્ય "શાકુંતલ" ભણું ને સર્વ અર્થ સધાય ત્યાં.

આ ભરેલા હૃદયની વાણી તે કલાના સંમોહનું ફળ નજ હોઇ શકે. કાલિદાસનાં બાહ્યઅંગ તો ભાષાન્તરમાં લુપ્ત થઈ ગયાં હતાં છતાં માત્ર કવિની મનોહર સૃષ્ટિએજ સ્વચ્છ અને ઉદારવૃત્તિને આનંદને હીંદોળે ચઢાવી, અને કાલિદાસના હૃદયની સૃષ્ટિને નિહાળી નિહાળી આનંદ પામતાં એ વૃત્તિ કાવ્યદ્વારા પ્રકટ થઇ. આ જ દૃષ્ટિએ આગળ કહી ગયા તેવી કાલિદાસની અદ્વિતીય કીર્તિ સ્થાપિત થઇ છે.

पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठितकालिदासा: ।
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥

કવિની આવી સરળ વસ્ત્ર વાળી મનોહર સૃષ્ટિને આજ અર્થમાં સમજનાર ભવભૂતિએ પણ "आत्मन:कला" આત્માની કલા એમ કહી પૂજી છે. કાવ્ય અને કલાના વધારે સ્પષ્ટીકરણ માટે વાચકનું ધ્યાન અમારા "કાવ્યાર્થપ્રદીપ" ઉપર ખેંચી કાલિદાસે શાકુંતલમાં પ્રકટ કરેલી આવી જગન્મોહક સૃષ્ટિનાં અંગ તપાસી જઇશું.

આર્ય ધર્મની પ્રણાલિકાએ ફલિત થએલા ઉત્તમ સંસારનું આદર્શ શાકુંતલમાં કાલિદાસે પ્રકટ કર્યું છે. જીવનનું આ સુંદર ચિત્ર એકદેશી નથી. સમગ્ર આર્ય કેળવણીનું એકીકરણ કરી તેને વ્યવહારમાં ઉતારી આપણામાં પ્રાચીન જીવનનું સર્વદેશી મોહક અંગ ટુંકમાં એક નાટક દ્વારા ખડું કરી સાહિત્યમાં કાલિદાસે પોતાનું નામ અમર કર્યું છે. આવી ઉત્કૃષ્ટ પ્રાતભાની કસોટી કવિએ જે મહાન રાજાના પ્રભાવશાળી નામથી આર્યાવર્ત "ભારત" નામે ઓળખાયો તે ભરતનાં પ્રખ્યાત માતપિતાના જ ઉપર અજમાવી. મહાભારત અને રામાયણના અખૂટ રત્નભંડારમાંથી કાલિદાસે દુષ્યંત અને શકુંતલાની પુરાણ કથાને ઉંચકી લઈ એમના જીવનને પોતાની સૃષ્ટિમાં ઉતારી આદર્શરૂપ કરવામાં પણ કવિનો ઉંડો અર્થ એજ સમાયલો સમજાય છે કે આ આદર્શ જીવનનો સંસાર અને તેનું ફળ ભરતના જેવું પવિત્ર, પ્રતિષ્ઠિત અને પ્રભાવશાળી જ થશે એમ વાચકની તરત ખાતરી થઇ જાય. આર્ય સંસારનું આવું સર્વદેશી ચિત્ર આદિ કવિ વાલ્મિકિ અને વ્યાસ સિવાય બીજા કોઇ કવિએ પ્રકટ કર્યું નથી. કાલિદાસની

બીજી તેમજ બીજા સર્વે પ્રખ્યાત કવિયોની અમુલ્ય કૃતિયોમાં આ જીવન મુખ્યત્વે એકદેશી હોઇ સંપૂર્ણતાએ પહોંચેલું નથી. જે જે અંશમાં એ જીવન ચિત્રાયું છે તે તે અંશમાં તેને એમણે ઉત્તમતાએ પહોંચાડયું છે ખરૂં પરંતુ આખા જીવનનું લાવણ્ય એક નાની કૃતિમાં એકઠું કરવાની શક્તિ અને પ્રતિભા તો કલિદાસનામાંજ આવી શકી છે. મનુષ્યના આખા વિસ્તૃત જીવનની વિશાળ દૃષ્ટિ લેઇ તેનાં મુખ્ય અંગને એક વ્યાવહારિક વસ્તુમાં સંકળી તેમાંથી જીવનકળા ઉપજાવી કાઢવી એ સાધારણ પ્રતિભાનું કાર્ય નથી. કાલિદાસની આવી સબળ પ્રતિભાનો ભાગ્યેજ સાહિત્યમાં બીજો નમુનો જડશે; અને જીવનની એમણે જે વિશાળ દૃષ્ટિ લીધી છે તે એટલી બધી મોહક છે કે એણે જગતના સર્વે વાચકોના મુખમાંથી ઉછળતા હૃદયે પ્રશંસાનાંજ ગીત કઢાવ્યાં છે.

માનવ ધર્મશાસ્ત્રમાં બાંધેલી સંસાર વ્યવસ્થામાં રહેલો વ્યાપક ઉદ્દેશ મનુસ્મૃતિના પ્રથમ અધ્યાયમાં પ્રકટ કરેલી વિશ્વની બ્રહ્માત્મક એકતામાં રહેલો છે એટલે એ વ્યવસ્થાના સ્વીકાર કરનારને બ્રહ્મપરાયણતા સરળતાથી સિદ્ધ થાય એવી ત્યાં યુક્તિ સાધી છે. બ્રહ્માણ્ડની એકતાનું અંતિમ સત્ય વ્યવહારમાં ઘણે દરજ્જે ફલિત થાય અને એજ સૂત્ર ઉપર મનુષ્ય જીવન દોરાય એ પ્રસિદ્ધ ઉદ્દેશના સ્વીકારમાં જ આર્ય પ્રજાએ અનેક પ્રકારનાં સ્વચ્છંદી વિષયભોગનાં પ્રતિસ્પર્ધી બંધનોને પણ આનંદથી સ્વીકાર્યાં છે. એજ અંતિમ ઉદ્દેશની ફળ પ્રાપ્તિમાં લુબ્ધ થઈ હજારો વર્ષથી અનેક દુઃખ સહન કરી આર્યપ્રજા એજ ધર્મ પ્રણાલિકાને વળગી રહી છે અને અનેક આઘાત ખમ્યા છતાં પણ આત્મસ્વરૂપની ફળ પ્રાપ્તિમાં એ સંતોષ માની રહી છે. આ જીવન વ્યવહારમાં ઉતારવા મનુએ અનેક રાગદ્વેશ અને અજ્ઞાનથી ભરેલી પ્રજાને આ ઉદ્દેશને અનુકૂળ ગુણકર્મની પરીક્ષાએ લોક સંગ્રહાર્થે ચાર ભાગમાં વેંચી નાખી પ્રત્યેક વિભાગની પ્રતિષ્ટા અને સત્કાર વ્યાપક ઉદ્દેશની કસોટીએ નિર્ણિત કર્યાં, અને પ્રત્યેક વ્યક્તિના જીવનના પણ એજ ઉદ્દેશને સરળતાએ સિદ્ધ કરવા ચાર ભાગ કરી આશ્રમની વ્યવસ્થા બાંધી. આવી રીતે બ્રહ્માણ્ડની એકતા ભર્યું જીવન વ્યવહારમાં ફલિત કરવા આર્યસંસારમાં ચાર વર્ણ અને આશ્રમ ઉપર આપણા જીવનનો પાયો રચાયો, અને આ ઉત્તમ ઉદ્દેશને ફલિત કરતી વ્યવસ્થા અને તેમાં સમાયલી કેળવણીનું તત્ત્વ જગતના કલ્યા-

ક્ષાર્થે ભવિષ્યમાં પરંપરાએ સંગ્રહી રાખવા ગૃહસ્થાશ્રમના ધાર્મિક જીવ-નમાં પુત્રપ્રાપ્તિની આવશ્યક્તા તેમણે સ્થાપિત કરી. રાગદ્વેષ અને સ્વાર્થ ભર્યો આર્થિક વ્યવહાર એ આ જીવનનો પાર્થિવ ભાગ છે પણ એજ જીવનની ધર્મ વ્યવસ્થામાંથી ધીમે ધીમે સધાતો બ્રહ્માકાર વૃત્તિનો ઉદ્દેશ એ તેનો દિવ્ય અંશ છે. તેથી આ જીવનમાં પૃથ્વી અને સ્વર્ગનું એકીકરણ થએલું છે.

આપણું આર્યજીવન તે વિષય ભોગને અર્થે નથી પરંતુ તેમાંથી ફલિત થતી બ્રહ્માકાર વૃત્તિવાળી મુક્તિને અર્થે છે. ધર્મ એજ આ જીવનનો ઉપસંહાર છે, આનંદ અને વિષયભોગ એ એનું નિયામક સૂત્ર નથી; છતાં આનંદ ભોગ શરીર પ્રકૃતિને સ્વાભાવિક હોઈ તિ-રસ્કારને પાત્ર નથી, પરંતુ તેમને મર્યાદામાં રાખી વિશ્વવ્યાપક જ્ઞાન દૃષ્ટિમાં સમાવવાનો પ્રયત્ન છે. આવી સ્પષ્ટ પ્રયોજને યોજેલી જીવન વ્યવસ્થા તે ઉત્તમોત્તમ કલા છે અને આ મનુપ્રેરિત કલા કાલિદાસે શાકુંતલમાં ઘણીજ કુશળતાથી વ્યવહારમાં ચિતરી બતાવી છે.

જીવનની દૃષ્ટિ પ્રભાવશાળી બુદ્ધિમાન વિદ્વાનમાં પણ ઉમ્મર પ્ર-માણે બદલાતી જાય છે. કાલિદાસના જેવા મૂળથીજ ઉચ્ચ સ્થિતિસ્થ વિદ્વાનને પણ તારૂણ્ય વિલાસ–પ્રધાન જણાયું હતું. અને તેથી જ એ સમયની એમની કૃતિયોમાં જીવનની મુખ્યત્વે એકદેશી રેખાઓજ ખેંચેલી જણાય છે. એમના તે સમયના શૃંગારનું સ્વરૂપ પણ એજ દૃષ્ટિની છાંટવાળું છે. એમનો ઋતુસંહાર જે તારૂણ્યની શરૂઆતનો હોવાનો વધારે સંભવ છે તે કેવળ ઉત્સાહ અને વિલાસથી ભરેલો છે. એમની કલા તો પ્રથમ બતાવ્યા પ્રમાણે હૃદયની સૃષ્ટિને સ્વાભાવિક થઇ સદા સરળ જ રહી છે. આરૂઢ તારૂણ્યના સમયની એમની કૃતિ-યોમાં શૃંગાર સંઘટ્ટ થતાં વિષયભોગની છાંટવાળો થયો છે અને તે સમયનાં લખાયલાં એમનાં મેઘદૂત, કુમારસંભવ, માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીયમાં દોરાયલાં ચિત્ર જીવનકળાનાં એકદેશી હોઇ મુખ્યત્વે તારૂણ્યનો પ્રભાવ પ્રકટ કરી રહ્યાં છે. પરંતુ એ મસ્તીનો સમય વીતતાં જીવનની સારાસારતાનો એમનો વિચાર પરિપકવ થયો અને પ્રથમની દૃષ્ટિ ફરી ગઇ. અભ્યાસ અને અનુભવનું સાહચર્ય થતાં વિવેક બુદ્ધિના પરિપાકે એ ઉચ્ચ આત્માને માનવધર્મ શા-સ્ત્રની સંસ્થાઓનો ઉંડો વિચાર કરાવ્યો અને એ સર્વના પરિણામે

જગતની અને આપણા સંસારની દૃષ્ટિ એમની પ્રતિભામાં સત્ય સ્વરૂપમાં પ્રકટ થઇ.

આંખ આગળ થઇને સરી પડતી પાર્થિવ સૃષ્ટિમાં સ્થિર રહેલું ચૈતન્ય બ્રહ્મતત્વ એમને બહુજ સ્પષ્ટતામાં દેખાયું અને આ નાશવાન જગત્ એજ સત્વમાં સંકળાઇ રહેલું એમને સમજાયું. આ ક્ષર જગતમાં થઇને સર્વત્ર પ્રકટ થતા અક્ષર બ્રહ્મના વિવિધ વિલાસમાં મોહિત થએલું હૃદય પ્રેમથી ઉભરાઇ ગયું અને એ વિશાળ અને વિશુદ્ધ દૃષ્ટિએ જ્યાં વ્યવહારમાં પચી રહેલા સંસાર જીવનને સમજવા માનવ ધર્મશાસ્ત્ર ઉપર એમણે નજર ફેરવી તો એમને જણાયું કે આ વિશ્વવ્યાપક બ્રહ્મનો–પ્રેમનો–આવિર્ભાવ લોક સંગ્રહાર્થે મનુએ બાંધેલી વર્ણ અને આશ્રમની વ્યવસ્થામાં થઇને વ્યવહારમાં ઘણી સરળ રીતે ફલિત થાય છે. આશ્રમની વ્યવસ્થામાં ગૃહસ્થાશ્રમની યોગ્ય કિંમત જણાઇ અને ધર્માવિલંબી આ સર્વ સંસાર–વહન વિશ્વવ્યાપક પ્રેમની પ્રણાલિકામાં થઇને દોરાતાં એના અમિત ઉત્પત્તિ સ્થાન બ્રહ્મમાં વિલીન થતું તાદૃક્ થયું. આ વ્યવસ્થામાં ચાલી રહેલો સ્વધર્મપરાયણ સંસાર એમને બહુ પવિત્ર, પરસ્પર વિરોધ વિનાનો અને પ્રાણિમાત્રને સુખી કરી સ્ફુરાયમાન આત્માને અત્યંત પુષ્ટિ આપતો દેખાયો. પ્રથમ જે વસ્તુ કાલિદાસે માત્ર શાસ્ત્ર શિક્ષાએ સત્ય કરી માની લીધી હતી તે અનુભવ અને જ્ઞાનનાં ચક્ષુ ખુલતાં આ નવિન દૃષ્ટિમાં મૂર્તિમાન સત્ય સ્વરૂપ જણાયાં. આવી આખા વિશ્વના ઉપર ફરી વળતી પ્રેમભરી દૃષ્ટિથી આપણા સંસારની પ્રથાઓ જોતાં કયું પવિત્ર અને સરળ હૃદય તેમાં મોહ ન પામે? બ્રહ્માંડમાં ઉછળી રહેલા હૃદયના પ્રેમ કલ્લોલ આવા મહાન કવિમાં શાન્ત પણ કેમ પડી રહે? આખા વિશ્વમાં વ્યાપક બ્રહ્મકાર વૃત્તિવાળા પ્રેમમાં આપણો સંસાર ન્હાઇ રહી પોતાનો ઉત્સર્ગ કરતો જેને મૂર્તિમાન જણાય તેનું એવું કયું શુદ્ધ હૃદય એ સંસારનું મનોહર સ્વરૂપ પ્રકટ કરી એનું મહાત્મ્ય, એનું લાવણ્ય, એની મૃદુતા, એનું સૌજન્ય (culture) બીજાને બતાવી તેના આનંદનો ભોક્તા કરાવવા ન લલચાય? કાલિદાસે શાકુંતલમાં પ્રકટ કરેલી આવી મોહક સૃષ્ટિ વાચકની બુદ્ધિમાં પ્રજ્વલિત થતાં કયું હૃદય જર્મન કવિની પેઠે આનંદમાં ગુંજી ન ઉઠે? કયો ઉદાર અને નિષ્પક્ષપાતી વાચક એમને અનન્ય કવિ કહી શ્રેષ્ટતાનું અભિનંદન નહીં આપે?

કાલિદાસના આવા હૃદયનો—એમની આત્મસૃષ્ટિનો—આટલો પરિચય કરી હવે એ હૃદયનો શાકુંતલમાં કેવી રીતે આવિર્ભાવ થયો છે તે જોઇ જઇએ, અને કાલિદાસના આ ગ્રંથની પરીક્ષામાં મીમાંસકોએ જૂના વખતથી નિર્ણિત કરેલા અને પાશ્ચિમાત્ય વિદ્વાનોએ અત્યારે પણ સ્વીકારેલા નિયમોનો અવલંબ કરીશું. એ નિયમાનુસાર ગ્રંથનું રહસ્ય ખોળવા તેનાં આદિ અને અંતનો, તેમાં વારંવાર કહેલી હકીકતનો, તેમાંની અપૂર્વતાનો, તેના ફળ અથવા પરિણામનો તેમ જ શેમાંથી કવિએ એની ઉત્પત્તિ કરી છે અને તે દૃઢીભૂત કરવા બીજી કઇ કઈ પ્રાસંગિક હકીકત બતાવી છે તે સર્વનો આપણે વિચાર કરવો પડશે.

**શાકુંતલ.**

બ્રહ્માકાર વૃત્તિમાંથી ઉદ્ભવતો વિશ્વ વ્યાપક પ્રેમ એ કાલિદાસનો શાકુંતલમાં વ્યાપી રહેલો પ્રધાન રસ શૃંગાર છે. અને આ રસ નાટકની વસ્તુમાં ઉદ્દેશરૂપે સંકળાઇ રહ્યો છે. શાકુંતલનો શૃંગાર સાધારણ માન્યતા પ્રમાણે આસક્તિ પ્રધાન નથી; પરંતુ એ રસનું જીવન બ્રહ્માંડની એકતાના તાન ઉપર ચઢેલી આત્મભાવના છે અને તેથીજ એ રસમાંથી મૂર્તિમાન થતી સૃષ્ટિ આખા વિશ્વની વિશાળતાને વ્યક્ત બ્રહ્મની વિભૂતિયોમાં માપી લેતી નાન્દીદ્વારા પ્રકટ થાય છે, અને નાટકના નાયકે સ્વધર્મ પરાયણ થતાં વિશ્વ વ્યાપક સ્વયંભૂ બ્રહ્મમાં લીન થઇ પુનર્જન્મમાંથી મુક્ત થવા કરેલો ઇશ્વર પ્રાર્થનામાં તે પરિણામ પામે છે. આ શૃંગારની પ્રેમભાવના વર્ણાશ્રમના ધર્મમાં થઇ પહેલા બીજા અને ત્રીજા અંકમાં અનેક રૂપાન્તરોમાં દેખાતી ચોથા અંકમાં સ્પષ્ટ અને શુદ્ધ સ્વરૂપમાં ઝળકી ઉઠે છે; અને કવિ મૂર્તિમાન બ્રાહ્મણ ધર્મ કાશ્યપ ઋષિ પાસે કહેવરાવે છે કે " અરે હો ! પાડોશનાં તપોવન વૃક્ષો

**શૃંગારરસ**

પીતી ના જળ જે કદિ પ્રથમથી પીધા તમારા વિના<br>
વ્હાલું મંડન ત્હોય પલ્લવ નહીં ચુંટે તમારાં જરા<br>
પ્હેલો ફાલ કુસુમનો પ્રસરતાં જે પાળતી ઉત્સવો<br>
તે આ જાય શકુંતલા પતિગૃહે તેને વળાવો તમો.

( આકાશે )

અતિ રમ્ય વચ્ચે કમળ ભર્યાં સરો ઘડી ઘડી આવતાં<br>
છાયા ભર્યો તરૂવર ઘટાથી તાપ રવિનો કાપતાં

થાજો પ્રવાસે કમળરજશી મૃદુલ મૃદુ રેણુ ભર્યો
બહુ શાન્ત અનુકૂળ પવનવાળો માર્ગ મંગળ એહનો
( સર્વે આશ્ચર્ય પામી સાંભળી રહે છે )

ગૌતમી—પુત્રિ આ ભાંડુ જેવાં સ્નેહાળ તપોવનની દેવતાઓ તને વળાવે છે. એ ભગવતીયોને નમસ્કાર કર."

વળી " પ્રિયંવદા–કાંઇ એકલી સખીને જ તપોવન વિરહનું દુઃખ નથી. તપોવનને પણ તારા વિયોગનું એટલું જ દુઃખ જણાય છે.

દર્ભકવલ ત્યજી હરિણી નૃત્ય ત્યજીને ઉભા રહ્યા મધુરો
જો રહી અશ્રુ સરાવી લતા ગેરવી પાણ્ડુ પાણ્ડુ પત્રો."

અને વળી—

" શાર્ઙ્ગરવ.—( કોકિલાનો રવ સાંભળ્યો હોય તેમ )
તરૂવર વન બંધુએ શકુંતલાને દીધી વિદાય જ આ
ઉત્તર આવો દેતાં ટહૂકી મંગળ મધુર કોકિલા."

આ પશુ, પંખી, વનસ્પતિ અને મનુષ્ય તથા દેવ એ સર્વમાં બ્રહ્માકાર વૃત્તિ બતાવતો શૃંગાર કેવા કેવા રૂપાન્તરો ધારણ કરે છે તેના અભ્યાસને માટે અમારા " કાવ્યાર્થ પ્રદીપ " તરફ વાચકનું ધ્યાન ખેંચી શાકુંતલની વસ્તુમાં કેવી વિવિધ રીતે એ રસ પ્રકટ થયો છે તે જોઇએ.

**બ્રાહ્મણ જીવન.**

કાલિદાસના હૃદયમાં ખડી થએલી વર્ણવ્યવસ્થાનું ગૌરવ શાકુંતલમાં કણ્વ ઋષિના તાપસ જીવનમાં અને દુષ્યન્તના રાજ્ય ધર્મમાં મુખ્યત્વે પરિણામ પામ્યું છે. બ્રાહ્મણનું કેવળ નિઃસ્વાર્થ જીવન કાલિદાસે તપોવનમાં જ મૂક્યું અને લક્ષ્મી અને વિભવથી પરાંગમુખ વૃત્તિ એમના જીવનની પોષક શક્તિ બતાવી. પરોપકારાર્થે યજ્ઞ ક્રિયા એજ એમના જીવનનું આહ્નિક ચીતર્યું; અને પ્રથમ અંકમાં જ આપણને દેખાડયું કે ત્યજી દીધેલી શકુંતલાને ઉછેરીને આ તપસ્વીએ જ પોતાના આશ્રમમાં મોટી કરી અને એના પ્રતિકૂળ દૈવની શાન્તિ અર્થે સોમતીર્થમાં પોતે જ તપશ્ચર્યા આરંભી. લોકસંગ્રહાર્થે જ આ જીવન પ્રવૃત્તિમય રહ્યું છે. કેમ કરીને પ્રાણિમાત્ર સુખમાં રહે એજ ચિંતનમાં આ બ્રાહ્મણ જીવનનું અવસાન છે. આવા જીવનની છાયામાં જ પ્રાણિયો સુખચેનમાં રહી શકે છે. કાલિદાસ સાતમા અંકમાં આવા આશ્રમધર્મ વિશે કહે છે કે,

પ્રાણિમાત્રને સુખકર જન્મથી આમ શું દુષે તું સંયમને
આશ્રન ધર્મ વિરૂદ્ધ વર્તિ નાગશિશુ સમાન ચંદનને.

વળી તપોવનમાં પણ ગૃહસ્થાશ્રમ એજ ઉત્તમ આશ્રમ બતાવ્યો છે. આ ગૃહસ્થાશ્રમ આહાર વિહાર અને વિલાસને માટે નથી પરંતુ તાપસ જીવનનો જે ધર્મ્ય વ્યવહાર બ્રહ્માકાર વૃત્તિને ઘણે અંશે જીવનમાં ઉતારે છે તે ધર્મ-પરંપરા ચાલ્યાજ કરે અને આવી ધર્મ ક્રિયાઓના બળે સંસારના સર્વ પ્રાણિયો સુખી થાય એજ એનો મુખ્ય ઉદ્દેશ છે. આવા જીવન વ્યવહારમાં પશુ, પ્રાણિ, વનસ્પતિ સર્વમાં સમાન પ્રેમ ઉછળી રહે છે અને આ સાદા જીવનમાં હૃદયની મૃદુતા, ઉચ્ચ લાગણીયોનો સતત વહેતો પ્રવાહ તથા કેવળ સંમોહ પમાડે તેવી નિર્દોષતા સતત પોષાયા જ જાય છે. આ જીવનમાં વિદ્વત્તા અને ધર્મજ્ઞતા પણ એટલાં જ પ્રજવલિત છે; અને આ જીવનમાંથી નીકળેલી ધર્મ શ્રેણી અન્ય વર્ણોમાં સ્વીકારાય છે. આત્મવિકાસમાં અત્યંત ઉંચું, જીવનમુક્તની દશાની સમીપતું, પ્રાણિમાત્રને અત્યંત ઉપકારક હોઇ લેશમાત્ર કોઇને હાની વિનાનું તેમજ રાગદ્વેષ અને વિષયભોગની લુલુપ્તાથી પરાંગમુખ, તદન સાદુ અને એવી સાદાઈ અને સંયમમાંજ શ્રેષ્ટતા માનનારૂં કાલિદાસે ચોથા અંકમાં બહુજ કુશળતાથી આ બ્રાહ્મણજીવન વ્યવહારમાં ઉતારી બતાવ્યું છે. બ્રહ્માકાર વૃત્તિમાં ઉછળી રહેલી પ્રેમનીજ પરંપરાએ પોષાયલા આવા તાપસ જીવનના સંસ્કારે અન્ય વર્ણાશ્રમ ધર્મમાં આ વૃત્તિનું જીવન પૂરવા પ્રકટ કરી ઉછેરેલી જાણે બ્રાહ્મશક્તિ જ હોય એવી સાદા લાવણ્યમાં ( sylvan beauty ) જગતને મોહ પમાડતી વિશુદ્ધિની મૂર્તિ શકુંતલાને કવિ કાશ્યપ પાસે વર્ણાશ્રમ ધર્મના પાલક ક્ષાત્રતેજમાં ભેળવી દઇ એ ધર્મની વૃદ્ધિ કરવા દુષ્યન્ત રાજા પાસે મોકલી દે છે, અને આમ કરતાં જાણે પારકા ધનને પાછું સુંપી દઇ તેમાંજ આનંદની પરિતૃપ્તિ અનુભવતા કાશ્યપની પરોપકારમય જીવનની રેખા ખેંચી બતાવતી વાણીથી કવિ ચોથો અંક બંધ કરે છે.

આ બ્રાહ્મણ જીવનનો સંયમ અને તપશ્ચર્યાએ સંચય કરેલો પ્રભાવ જગતને બાળી મૂકવા સમર્થ છે.

" શાન્ત સ્વરૂપે તપધારી સર્વે
રહ્યું છુપું દાહક તેજ હોયે, "

વળી–" તપબળ મહિમા જાણું ને જાણું પારકી રહી બાળા, " છતાં આ પ્રભાવનો પ્રાણનાશક ઉપયોગ એ બ્રાહ્મજીવનનો વિરોધી હોવાથી રાક્ષસોની પીડા સહન કરતાં છતાં તપસીયો પોતે એમનો સંહાર કરતા નથી પરંતુ બીજા અંકના અંતમાં વર્ણાશ્રમ ધર્મના પાલક રાજાને જ એના ધર્મમાં પ્રવર્તવા વિનંતિ કરે છે.

આ અતિશય પ્રભાવશાળી બ્રાહ્મણ જીવન જોતાં કે જાણતાં હૃદયને આર્દ્ર કરે તેવું છે, એની ઉત્તમતાનો પાશ લગાડી આપણને પાવન કરે તેવું છે. એની મહત્તા આગળ આપણને નમાવી રાખે તેવું છે. એના પ્રતાપ આગળ જગતનો વિભવ અને પ્રભાવ તૃણમાત્ર જેવાં છે છતાં એ કોઇને હાનીકારક નથી. સર્વનાં સુખ અને આનંદમાં જ એ જીવનની પરિતૃપ્તિ છે. સ્વાર્થપરાંગમુખ હોઇ એ જીવન સત્યધર્મ વિના કોઇની દરકાર વગરનું છે, એની નિર્દોષતા અને સરળતા પવિત્ર હૃદયને સંમોહ કરાવે એવાં છે અને આથી જ આ જીવન આર્ય કેળવણીમાં સર્વોત્તમ અને પૂજનીય પ્રતિષ્ટાને પામ્યું છે. વિશ્વવ્યાપક પ્રેમે કાલિદાસની પ્રતિભામાં પ્રકટ કરેલો શૃંગાર જ આ જીવનનો પોષક રસ છે.

**ક્ષાત્રધર્મ**

આ જીવનારૂઢ બ્રાહ્મણો તો રાષ્ટ્રમાં ઘણા થોડા જ હોય ત્યારે રાગદ્વેષથી ભરેલા સંસારમાં આવા વિશુદ્ધ અને નિર્દોષ જીવનનું રક્ષણ કેમ થાય તેમજ એવા સંસારમાં પચી રહેલા માણસનું જીવન આ આદર્શ જીવન ભણી કેમ દોરાય ? એની વ્યવસ્થા કરતાં મનુએ ઉભયની મધ્યસ્થ અવસ્થાએ રહેલા શારીરિક બળપ્રધાન ક્ષાત્રજીવનને સર્વ ધર્મનું રક્ષક બનાવ્યું છે. કાલિદાસે એ પારમાર્થિક જીવનનું વ્યાવહારિક આદર્શ રાજા દુષ્યન્તમાં ચિતરી બતાવ્યું છે અને બ્રાહ્મણ જીવનની સરખામણીમાં ઋષિકુમાર પાસે કહેવરાવ્યું છે કે " અથવા ઘણે ભાગે ઋષિ જેવા રાજામાં એમ જ હોય કેમકે

રે'છે થૈને સરવ સુખદા આશ્રમી એય પ્રીતે<br>
રક્ષાયોગે પ્રતિદિન તપી પુણ્ય ભેળું કરે એ<br>
એ યોગીને પણ 'ઋષિ' કહી 'રાજ' પૂર્વે જ મૂકી<br>
ગાજે કીર્તિ પુનિત ગગને ચારણો ગાય તેની. "

ક્ષાત્રજીવન પરમાર્થાભિમુખ હોવા છતાં કેટલેક અંશે ભોગવિલાસની આસક્તિવાળું છે. એ જીવનને આદર્શ બનાવવા કાલિદાસે એને

સદા બ્રાહ્મણજીવનની સેવામાં તત્પર રહેવું બતાવ્યું છે અને બ્રાહ્મણ-જીવને આપેલી ધર્મ પ્રણાલિકાને અન્ય વર્ણો પાસે પળાવવાનો ધર્મ શારીરિક બળ ક્ષત્રિયમાં પ્રધાન હોવાથી ક્ષાત્રજીવને સ્વીકાર્યો છે. જ્યાં વિભવ અને પરમાર્થનો વિરોધ પ્રાપ્ત થાય ત્યાં વિભવના પરિત્યાગમાં અને પરમાર્થની જ સિદ્ધિમાં એ જીવનનું માહાત્મ્ય ચિતર્યું છે. ધર્મશ્રેણી અન્ય વર્ણોમાં ઉતારવાને અત્યંત આવશ્યક ક્ષાત્રજીવનની પરંપરાએ વૃદ્ધિ સાધવા ગૃહસ્થાશ્રમના પરમશ્રેયઃરૂપ પુત્ર પ્રાપ્તિની આવશ્યક્તા

**પુત્રની આવશ્યકતા.**

કાલિદાસે આ જીવનમાં અગ્ર ભાગે સ્વીકારી છે, અને શાકુંતલનો ઉઘડતો અંક જાણે એજ સંકલ્પથી શરૂ થતો હોય તેમ તપોવનનાં પ્રાણિને પીડા નહીં કરવાની વૈખાનસોની ઇચ્છાને એકદમ ઘોડા તાણી ઝલાવી સંપૂર્ણ માન આપતાં મૃગયાની આસક્તિ તરત તોડી નાખી રાજા દુષ્યન્ત પોતાનું બાણ ઉતારી નાખે છે. બ્રાહ્મણ જીવનનું આટલું બધું સન્માન કરતા ક્ષત્રિય રાજાને જોઈ હર્ષ ભર્યા વૈખાનસ પોતાના આશિર્વાદમાં એજ ક્ષાત્ર ધર્મની વૃદ્ધિ અર્થે એને એવાજ ગુણવાળો પુત્ર પ્રાપ્ત થાવ એવી હૃદયેચ્છા બતાવી બોલી રહ્યા છે કે "પુરૂવંશના કુલદીપક આપને તો એમજ ઘટે.

જન્મ તારો પુરૂવંશે યોગ્ય આ તુ જ કાર્ય છે
એવા ગુણે ભર્યો પુત્ર ચક્રવર્તી થજો તને."

નાટકનો અંત પણ આવી પુત્રપ્રાપ્તિના ફલમાંજ થાય છે. પરોપકાર વૃત્તિમય ઉછળતા હૃદયે મારીચરૂષિ પુત્ર સર્વદમનને દુષ્યન્તના હાથમાં સુંપતાં કહે છે કે.

"વળી એ ભવિસ્યમાં ચક્રવર્તી થશે એ તમે નક્કી જાણજો, જુવો.

સમુદ્રે ના રૂંધ્યે સ્થિર ગતિ રથે પારે ઉતરી
ભરી સાતે દ્વીપે અવનિ જીતશે અપ્રતિરથી
અહીં આ પ્રાણિનું દમન કરતાં સર્વદમન;
વળી તે કહેવાશે 'ભરત' કરતાં લોક ભરણ."

અને રાજા આ બ્રહ્મર્ષિની પ્રસાદીનો માનપૂર્વક સ્વીકાર કરતાં કહે છે કે "ભગવાને પોતે એને સંસ્કાર કર્યો છે એટલે અમે બધીય આશા રાખીએ છીએ."

ક્ષાત્રધર્મ આવી રીતે એક બાજુએ મુખ્યત્વે બ્રાહ્મણજીવનને સતત માન આપતાં, તેને પૂજતાં, તેની આપેલી શિક્ષાનું ગ્રહણ કરતાં

એ જીવનની શ્રેષ્ટતામાં વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરી પરિણામ પામવા ઉત્સુક થઇ રહ્યું છે; ત્યારે બીજી તરફથી મુખ્યત્વે સ્વાર્થ પરાયણ વૃત્તિમાં મચી રહેલી વૈશ્ય અને શૂદ્ર પ્રજાને માનવધર્મની પ્રણાલિકામાં ચલાવી તેમને ન્યાય અને ધર્મને રસ્તે દોરી ધીમે ધીમે ઉચ્ચ કોટીમાં ચઢાવવા પ્રયત્ન કરી રહે છે. અને આ ઉભય ધર્મની વૃદ્ધિ અને સ્થિરતાને અર્થે ગૃહસ્થાશ્રમના સ્વીકાર સાથે તેના પરમશ્રેયઃરૂપ પુત્ર ફલની પ્રાપ્તિ માટે સતત ઉત્કંઠિત રહે છે. આ ગૃહસ્થાશ્રમની અવસ્થામાં રાજા રાજ્યભોગનો સ્વીકાર કરે છે તે પણ એના ધર્મ રક્ષકત્વની આવશ્યક પ્રતિષ્ટાને અંગેજ. આ ક્ષાત્રજીવન રાજ્યલક્ષ્મીના નામથી ઓળખાય છે. સાતમા અંકમાં દુષ્યન્ત ટુંકમાં કહે છે. કે

"ભવને રસ ભોગથી ભરેલે
વસતા તે ભૂમિ રક્ષવા જ પ્હેલે
વળતી વ્રતધારી સંયમે રૈ'
તરૂમૂળે ગૃહ બાંધતા વને જૈ."

અહીં પણ વિશ્વવ્યાપક પ્રેમે કવિ પ્રતિભામાં પ્રકટ કરેલો શૃંગાર રસ જ આ જીવનનો પોષક રસ છે. માત્ર ગૃહસ્થાશ્રમના અંશ જીવનમાં પુત્રપ્રાપ્તિ અર્થે ક્ષણિક તે પ્રેમ વિષયાસક્ત થાય છે, પંરતુ ત્યાં પણ ધર્મની મર્યાદામાં રહીને, અને ધર્મ વૃદ્ધિના શુદ્ધ ઉદ્દેશને અંગેજ.

ઉપર જોઇ ગયા તે બ્રાહ્મણજીવન બ્રહ્માકાર વૃત્તિમાં સતત ઉધુક્ત હોઇ રાગદ્વેષ ભર્યા સંસાર વ્યવહારમાં બહુ પ્રવૃત્ત થતું નથી. ક્ષાત્રજીવન એના શારીરિક બળથી પ્રજાપીડનમાં ભયંકર નીવડવાનો અત્યંત સંભવ છે,

"તો ઉતારો ચઢાવેલું આપનું ચોટ બાણ આ
પીડયાને પાળવા શસ્ત્ર રાંકને નહિ મારવા."

તેથી તેના બળને ઉભયતઃ વેંચી નાખી એક તરફે બ્રાહ્મણ ધર્મનું તેને પૂજક બનાવ્યું અને બીજી બાજુએ એ ધર્મની વૃદ્ધિ અર્થે અન્ય પ્રજાના રક્ષણમાં તેને ઉધુક્ત કર્યું. વ્યવહારની કુશળતા ભર્યા આવા જીવનમાંથી કવિએ પોતાની વસ્તુનો નાયક બનાવી લીધો અને બ્રાહ્મણ જીવનના ઉચ્ચ અને વિશુદ્ધ સંસ્કારવાળી નાયિકાને લઇ બ્રાહ્મણ અને ક્ષાત્ર ધર્મનો વ્યવહાર પ્રકટ કર્યો. આશ્રમમાં ગૃહસ્થાશ્રમ શ્રેષ્ટ હોવાથી તેને ઉભય જીવનમાં ઉતાર્યો. આ જીવનવ્યવહારના ફળ રૂપે જેના નામથી આર્યાવર્ત "ભારત" નામે ઓળખાયો તેવો બ્રહ્મચારી અવસ્થામાં ક્ષાત્ર પ્રભાવે 'સર્વદમન' અને પાછળથી રાજ્ય ધર્મના અવલંબમાં 'ભરત' નામે પુત્ર પ્રકટ

**નાયક અને નાયિકા.**

થયો. બ્રહ્માકાર વૃત્તિએ નિર્ણિત કરેલા આવા બ્રાહ્મણ અને ક્ષાત્રજીવનમાંથી કવિપ્રતિભાએ આવી રીતે શાકુંતલની મુખ્ય વસ્તુ ઘડી કાઢી તેને બહુ ચિત્તાકર્ષક રીતે આ નાટકના સાત અંકમાં ગોઠવીને ચિતરી બતાવી.

(૧) બ્રહ્માણ્ડ વ્યાપી પ્રેમનું ભરેલું તાપસ જીવન, આત્મોન્નતિના ક્રમે મધ્યસ્થ અવસ્થાનો ક્ષાત્ર ધર્મ, અને આ ઉભય જીવનને લોક સંગ્રહાર્થે પરંપરાએ સ્થિત કરનાર ગૃહસ્થાશ્રમની પરમશ્રેયઃ સ્વરૂપ પુત્રફલ પ્રાપ્તિ એ આર્ય જીવનના મુખ્ય ત્રણે પાયાનાં બીજ શાકુંતલના પહેલા અંકમાં કવિએ બહુ મનોહર રીતે નાખ્યાં છે. યજ્ઞ કર્મને માટે સમિદ વીણવા નીકળેલા વૈખાનસોએ આપેલા પુત્રપ્રાપ્તિના આશિર્વાદ સુધીની વાત તો ઉપર કહી ગયા. કુલપતિ કણ્વ રૂષિ આશ્રમમાં નહીં છતાં આશ્રમના પવિત્ર વાતાવરણમાં જઇ પાવનકારક સંસ્કાર લઇ મહર્ષિનું સન્માન કરવાની તેમ જ એમની તપશ્ચર્યા કેવી નિર્વિઘ્ન ચાલી રહી છે તેની જાતે ખાતરી કરવાની ઇચ્છાવાળો રાજા તપોવનમાં જાય છે, અને ત્યાં પેસતાંજ પોતાનાં વિભવ અને રાજ્યલક્ષ્મીનાં ચિન્હ ઉતારી મૂકીનેજ સાદે વેશે આશ્રમમાં પ્રવેશ કરે છે. આશ્રમમાં જતાં એના સાદા જીવનનું મધુર વર્ણન રાજા પોતેજ કહી બતાવે છે. આશ્રમની થડમાં આવતાં તપોવનમાં કલ્લોલ કરી રહેલાં પશુ, પક્ષી, વનસ્પતિ અને તેમની સાથે આત્મભાવે રમી રહેલી તપોવનના ગૃહસ્થાશ્રમને શોભાવતી આર્ય બાલિકાઓ—કુદરતના માધુર્યમાં ઉછરેલી શકુંતલા અને તેની પ્રિય સખીયો—નાના છોડને પોતાને હાથે પાણી પાઇ રહી છે. એ કામ કાશ્યપે જાતે શકુંતલાને સુંપેલું છે. આ યૌવનારૂઢ સખીયોનો મોહક વાર્તા વિનોદ રાજા સાંભળે છે અને આકૃતિ અને ગુણમાં મોહ પામી શકુંતલા સંબંધી હકીકત જાણવા ઉત્સુક થાય છે. શૃંગાર અહીં ગાર્હસ્થ્યમાં સંકોચાતાં સ્હેજ આસક્તિવશ થાય છે પણ ધાર્મિક રાજાથી અધર્માચરણ નજ થાય એવી ધર્મની મર્યાદાને સ્વીકારતો રાજા મનને વશ કરી વિવિધ પ્રકારે વિચાર ચલાવી શકુંતલા ભણી પોતાથી કામ દૃષ્ટિ થાય કે નહીં તેનો નિશ્ચય કરવા મથી રહ્યો છે. આસક્તિથી પીડાય છે છતાં ધર્મ નહીંજ છોડવાનો આગ્રહી ક્ષાત્રધર્મ બોલી ઉઠે છે કે

રહી કંપી વાંકી ચપળ પડતી દૃષ્ટિ અડકયો
ભમી કાને છાની મધુર ગગણી વાત કરતો

રહી વારી હાથે તદપિ રસ પીતો અધરનો
કૃતાર્થી સંભોગે ભ્રમર તું વિચારે હું રખડયો !

અને પ્રસંગ સાધી ક્ષાત્રધર્મ બજાવવાને બ્હાને બહાર નીકળી આવ્યા પછી પણ શકુંતલા પોતાને યોગ્ય છે વા નહીં એનીજ પરીક્ષા તે ચલાવી રહ્યો છે. રાજાને જોઈ તપોવનના ગૃહસ્થાશ્રમનું મધુર સૌજન્ય ( culture ) સૂચવતું આતિથ્ય કરવા સખીમંડળ ઉદ્યુક્ત થાય છે. રાજા અને શકુંતલા સાથે સખીઓ ત્યાં શિલા ઉપર બેસી ઘણોજ મોહક વાર્તાલાપ કરી રહ્યાં છે. અહીં કાલિદાસે આશ્રમમાં વસતાં તપસ્વીયોની નિઃસ્વાર્થ મિત્રભાવના, તેમનું સ્પષ્ટ વક્તૃત્વ, તેમની વાણીની મૃદુતા, તેમના વિચારની સરળતા અને એમનાં સાદા વિભવમાં રહેલું ગૌરવ બહુજ પ્રવીણતાથી ચિતર્યાં છે. તેની સાથે મનોવિકારને દાબી રાખી બ્રાહ્મણ ધર્મને વશ થતું ક્ષાત્રતેજ આર્ય સંસ્કારને દીપાવી રહ્યું છે. આવી રમ્ય વસ્તુ અને સૂત્રરૂપે વહી રહેલી ઉચ્ચ ભાવના ચિતરવા જોઇતી યોગ્ય સામગ્રી કવિની સ્વાભાવિક મનોહર કલાએ તપોવનમાંથીજ ખોળી લીધી છે.

( ૨ ) ક્ષાત્ર ધર્મમાંથી બ્રાહ્મણ ધર્મમાં આરૂઢ થતા વિશ્વામિત્રની તપશ્ચર્યાના ભંગમાં જન્મેલી અને તપોવનના સર્વ સંસ્કાર પામી ગૃહસ્થાશ્રમ ધારણ કરવા તૈયાર થઈ રહેલી શકુંતલા પોતાનો રાજ્ય ધર્મ પરંપરાએ ધારણ કરી રાખે એવા પુત્રને જન્મ આપવા યોગ્ય છે એમ જાણ્યા પછી તેમાં આસક્ત થતો દુષ્યન્ત બીજા અંકમાં પ્રવેશ કરે છે. આવી સ્થિતિસ્થ ઉચ્ચ અને સંસ્કારી પુરૂષોની કેવા પ્રકારની મનોભાવના હોય છે તે કાલિદાસે બારીકાઇથી ચિત્રી દેખાડી છે અને એમ કરતાં મનુષ્ય હૃદયના ઉંડા અને ઉચ્ચ મનોવિકારનું દર્શન કરાવ્યું છે. અહીં પણ બ્રાહ્મણજીવનની ઉત્કૃષ્ટતા સ્વીકારતાં રાજા વિદૂષકને કહે છે કે “ મૂર્ખ, એમના રક્ષણ પેટે તો જૂદાજ પ્રકારનો રાજભાગ મળે છે, રત્નના ઢગલાને ઠેલીનેય એ સ્વીકારવા યોગ્ય છે. જો

દ્રવ્યાંશ જે ભરે લોકો રાજાને નાશવાન તે
તાપસી તો ભરે છઠ્ઠો અક્ષય્ય તપ ભાગ એ.”

કાશ્યપની ગેરહાજરીમાં રાક્ષસો ધર્મક્રિયામાં વિઘ્ન નાખશે એવી બ્હીકથી ૠષિકુમારો રાજાને તેડવા આવે છે. તપસીઓ પણ રાષ્ટ્ર વ્યવસ્થામાં ક્ષાત્રધર્મની પૂરી કિંમત સમજે છે અને રાજાની પ્રજામાં

જે ઉચ્ચ પ્રતિષ્ટા રહી છે તેને પોતે પણ માન આપતાં તપોવનમાં મળતાં ફળ ભેટ કરે છે. રાજા બહુ આદર સાથે તે સ્વીકારી રૂષિયોની યાચનાને આજ્ઞા તરીકે માન આપી તપોવનમાં થોડાક દિવસ રહેવા જાય છે.

(૩) ત્રીજો અંક રાજાના રક્ષક ધર્મની પ્રશંસામાં શરૂ થાય છે. યજ્ઞ રક્ષણનું કાર્ય પરવારી વિશ્રાન્તિને માટે રાજા શકુંતલાને ખોળતો ગંગાના તટે આવેલા લતામંડપ ભણી જાય છે. પ્રજોત્પત્તિની આસક્તિ તે કુદરતનો નિયમ છે. એ આસક્તિના પાશકાળમાં પ્રાણિ માત્ર ક્ષણિક વિચારજડતા ધારણ કરે છે અને એ નિયમ સ્વાર્થી સુખાસક્ત જગત્‌નો વિચાર કરતાં ઈશ્વરની યોજનામાં બહુ ઉપયોગી જણાય છે. આ જડતાનો કાળ મનુષ્ય પરત્વે વત્તો ઓછો થાય છે. સંયમશીલ મનુષ્યોમાં તે ઘણો જ ઓછો હોય છે. માનવ ધર્મશાસ્ત્રના વિચારકે એમાં અગાધ બુદ્ધિ જોઈ છે એટલે એ નિયમને પોતાનો ઉદ્દેશ સાધવામાં બહુ કુશળતાથી જાળવી લીધો છે. આસક્તિનો પાશકાળ આવતા પહેલાં કે જે કાળમાં વિચારનો સંપૂર્ણ અવકાશ છે ત્યાં સુધીમાં એવો આસક્તિનો પ્રસંગ જ આવવા દેવો કે નહીં એ વિચારી જોવા આર્યજીવનમાં ઘણાક નિયમો બંધાયલા છે. મુખ્યત્વે, પતિપત્નિનો સંબંધ બાંધતા પહેલાં તેમની યોગ્યાયોગ્યતાનો વિચાર અને તેનો નિર્ણય કર્યા પછી યોગ્ય શાસ્ત્રીય વિધિની આવશ્યકતા આપણા સંસારમાં સ્વીકારાયલી છે. એવો સંબંધ થયા પછી પાતિવ્રત ધર્મની પ્રણાલિકા સાંસારિક જીવનને વિશુદ્ધ રાખી ગૃહવ્યવસ્થાને સુખદ કરે છે. આ ત્રણે નિયમોમાં આર્યજીવનનો પ્રધાન ઉદ્દેશ સાધવાની યુક્તિ યોજી છે. આવી રીતે સંપૂર્ણ સંસ્કાર પછી યોગ્ય પ્રસંગે જો આસક્તિનો જડતાવાળો પાશકાળ આવે તો કુદરતના નિયમમાં અંતરાય નહીં કરતાં આર્યજીવનનો ઉદ્દેશ એજ નિયમે સધાય એવી યોજના કાલિદાસે ચિતરી બતાવી છે. આવો યોગ્યાયોગ્યતાનો વિચાર પહેલા અંકમાં થઇ ગયા પછી જ દુષ્યન્તે શકુંતલા ભણી વળવા હૃદયને છૂટ આપી છે. આ ત્રીજા અંકમાં બીજો નિયમ કાલિદાસ વ્યવહારમાં ઉતારી બતાવે છે. ત્રીજા નિયમનો સંસાર છઠ્ઠા અને સાતમા અંકમાં કાલિદાસે ચિતર્યો છે.

લતામંડપમાં શકુંતલાને સખીયો સાથે દુષ્યન્ત અસ્વસ્થ દશામાં દેખે છે. શકુંતલાની પોતાના ઉપર પ્રીતિ છે કે નહીં તે જાણવાનું

રાજાને હજુ બાકી હતું, અને તેથી બહુ અધીરા હૃદયે સખીયોનો વાર્તાલાપ સાંભળી લેવા તે ઉભો રહે છે. સખીયોના હૃદયના અતિ ઉચ્ચ પરોપકારમય વૃત્તિના ચિતાર કાલિદાસે અહીં બહુવિધ ચિતર્યાં છે. મારામાં શકુંતલા એટલી જ ઉત્સુક છે એમ સાંભળતાં છતાં પણ રાજા અસ્વસ્થ થતો નથી. આસક્તિનો ઉપભોગ કરાવવા સખીયો શી યુક્તિ શોધી કાઢે છે તે રસમય દૃષ્ટિથી જોઈ રહે છે, પણ જ્યારે મદનલેખમાં એને નિર્દય! કહી શકુંતલા ઠપકારે છે ત્યારે પ્રકૃતિ ઉપર જતાં તરત જ બહાર આવી પોતે શકુંતલા ધારે છે તેવો નિષ્ઠુર હૃદયનો નથી એમ ખાતરી કરી આપતાં ઉભી થવા જતી શકુંતલાને બેસારવા રાજા કહે છે કે

"ના, ના. એવા શ્રમની જરૂર નથી.
કુસુમ શયનને ચોટયાં ને ઝટ્ સુકતાં બિસતંતુથી સુગંધી
અતિ પરિતાપે પીડયાં ગાત્રોને આ વિવેક શોભે ન્હે."

આવા પ્રસંગની મૃદુતા ભર્યાં અનેક મોહક ચિત્ર ચિતરતાં કવિ આસક્તિના પાશકાળ સુધી ખેંચી જાય છે અને ત્યાં પણ આ ધર્મ પરાયણ યુગલનો ધર્મની પ્રણાલિકાને વળગી રહી ધર્મવિધિની અપેક્ષાએ માત્ર ચુંબનના રમ્ય જઘડામાં જ મસ્તી કરતાં કરતાં છૂટા પડી જવાનો પ્રસંગ ખડો થાય છે. રાજાને ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિનાં દુઃખ ગણતો અને

"અધર ઢાંકી આંગળીએ ક્ષણ ક્ષણ વારી રહ્યે મધુર દીસતું
સુલોચનાનું મુખ એ કયેમે ઉંચકયું ન હોય ચુંબાયું"

એમ ગગણતો લતાવલયમાં પડયો મૂકી માતૃવત્સલ તપસ્વિની ગૌતમી શકુંતલાને લઇને ચાલી જાય છે.

ત્રીજા અંકના અંત પછી અને ચોથાની શરૂઆત પહેલાં ખુટતી ધર્મવિધિ કરી દુષ્યન્ત અને શકુંતલા પતિપત્નિના ધર્મમાં જોડાય છે. કણ્વઋષિ આશ્રમમાં નહીં હોવાથી દૂત મોકલાવી તેડાવી લેવાનો વાયદો કરી ગર્ભવતી શકુંતલાને આશ્રમમાં જ રહેવા દઇ રાજા હસ્તિનાપુર તરફ વિદાય થાય છે. વિશુદ્ધ શૃંગારમાં આસક્તિની સ્હેજ છાંટ હોય તો ગૃહસ્થાશ્રમના આ જીવન વિભાગમાં અહીં સુધી જ કોક કોક સ્થળે જણાય છે.

(૪) ચોથા અંકમાં પવિત્ર વિશ્વવ્યાપક પ્રેમનો ભરેલો કાલિદાસનો શૃંગાર કેવળ ઉચ્ચ બ્રાહ્મણજીવનની છોળમાં રેલી રહ્યો છે. આ

જીવનની દૃષ્ટિ આગળ પાને દસમે ટુંકમાં આપી છે એટલે અહીં ફરી કહી જવાની જરૂર નથી. આ અંકમાં વળી તપોવનના ગૃહસંસારનાં વાત્સલ્ય ભાવભર્યાં, સખી ભાવનાં, ભ્રાતૃભાવનાં એવાં મનોવેધક ચિત્રો કવિએ ખડાં કર્યાં છે. એમાં નિર્મળ પ્રેમભર્યાં સંબંધીયોનાં વિયોગે જખમ થતાં હૃદયના ચિતાર ચીતર્યા છે. સખીયોની શકુંતલાને સતત સુખી કરવાની ચિંતામાં એ અંક શરૂ થાય છે. દુર્વાસાનો શાપ સાંભળતાં શકુંતલામાં આત્મભાવવાળી સખીયો થરથરતી થરથરતી અનુગ્રહનો ઉપાય કરી રહી છે અને આ દુઃખદ સમાચારથી સખીને આઘાત નહીં કરવા પોતે જ દુઃખ સહન કરી લેવાનો નિશ્ચય કરે છે. સુખદુઃખ ભર્યા ક્ષણિક સંસારની તિતિક્ષા સૂચવતા ચંદ્રસૂર્યના અસ્તોદય ઉપર દૃષ્ટિ નાંખતાં તાપસ જીવન આહ્નિકમાં પ્રવૃત્ત થાય છે ત્યાં વિશ્વવ્યાપક ચેતનાનો અનુભવ કરતાં કાશ્યપ રૂષિને છંદબદ્ધ વાણી અગ્નિહોત્રના કુંડ આગળ શકુંતલાના વિવાહની વાત કહી દે છે. પિતાનું વાત્સલ્ય ભર્યું હૃદય આનંદ પામી શકુંતલાને સાસરે વળાવવાની તૈયારી કરે છે પણ

> "જાશે આજ શકુંતલા કરીં હદે ઉદ્દ્વેગથી ઉકળ્યું
> રોકયાં અશ્રુથીં કંઠ ગદ્ગદ થતો ચિંતાથીં ચક્ષુ સુનું,
> સ્નેહે જો દુખ આવડું અમ સમા આરણ્યકોને થતું
> પ્હેલો પુત્રિ વિયોગ કેમ ન દમે સંસારીને સો ઘણું!"

એમ બોલતાં રૂષિનું હૃદય ભરાઈ આવે છે. શકુંતલાનું જીવન વનસ્પતિ, પશુ, પંખી અને વનદેવતા એ સર્વની સાથે આત્મભાવે સંકળાઇ રહ્યું છે તે સર્વ એને વળાવવાના વખતે પોતપોતાની ભેટ આપી રહ્યું છે; એના વિયોગથી થતા દુઃખની છાયાવાળો ભાવ પ્રકટાવી રહ્યું છે. સખીયોએ બહુ પ્રેમના આવેશમાં શણગાર આદિ સજાવ્યાં તથા રૂષિપત્નિયો પાવનકારક સ્વસ્તિ વાચન ભણી અભિનંદન કરી આશિસ્ આપી આપી વિદાય થઇ ત્યાર પછી યજ્ઞના વહ્નિની પ્રદક્ષિણા કરાવી શકુંતલાના ભવિષ્યને ઉજવળ કરતી આશિસ્ આપી રૂષિ મંડળ પ્રયાણ માર્ગે ચાલવા માંડે છે. અહીંયાં અનેક પ્રકારે હૃદયના મર્મને ભેદી નાખે એવા પ્રસંગો કાલિદાસે ઉપજાવી કાઢ્યા છે. એક પછી એક એમ આશ્રમની સર્વ વસ્તુઓમાં પ્રકટ થતી આત્મભાવના શકુંતલાને છેક વિવ્હલ કરી નાખે છે અને કાશ્યપ તેને ધૈર્ય આપતાં કહે છે કે

"ઉંચાં કર્યાં નયનની ગતિ રોકતું જે
ધૈર્યે તું અશ્રુ કર બંધજ આવતું તે
લક્ષે ન રે' ભૂમિ ઉંચી નીચી દેશની આ
રસ્તે પડે ન સરખા પગ તેથી તારા."

શકુંતલાના મનમાં વિઘ્ન સૂચક સંશયો ઉત્પન્ન થાય છે તેમને ધડકતી છાતીએ સખીયો સમજાવી કાઢે છે. એમ કરતાં કરતાં ઋષિને પાછા વાળવાનો પ્રસંગ આવે છે. દુષ્યન્તને માનપૂર્વક સંદેશો કહાવી કાશ્યપ ગૃહિણીના ધર્મનો શકુંતલાને બોધ કરતાં કહે છે કે

"સેવા તું કરજે ગુરૂની સખી થૈ રે'જે સપત્નિ કને
ભર્તાએ કદિ પીડી હોય રૂષણે સ્હામી ન તેની થજે
માયાળુ બહુ તું થજે પરિજને ફુલ્લેશ ના વૈભવે
એવી સ્ત્રી ગૃહિણી ગણાય બીજીને અંગાર કે'છે કુળે."

પિતાને ભેટીને છુટાં પડતાં શકુંતલાએ કહેલા 'હવે પિતાને ખોળેથી સરી પડીને મલય તરૂથી ઉખડી પડેલી ચંદનલતા પેઠે દેશાન્તરમાં શી રીતે જીવી શકીશ' એવા શબ્દો સાંભળી કાશ્યપનું પણ હૃદય ચીરાઇ જાય છે અને પરાણે એને આશ્વાસન આપવા મથે છે. વળી છેવટે દયાર્દ્ર વદને આશ્રમ ભણી જોઇ શકુંતલા પિતાને પૂછે છે કે તાત, ફરી હવે આ તપોવન હું કયારે જોઇશ? તેના ઉત્તરમાં કાશ્યપ કહે છે.

"વર્ષો સુધી રહી સપત્નિ અખંડ ભૂમિની
દાષન્તિ પુત્ર પરણાવી અનન્ય મ્હારથી
ભર્તાની સાથ સુંપી રાજ્ય કુટુંબ ભારને
તું શાન્ત આશ્રમ ભણી પગ આમ વાળશે."

આવી વાનપ્રસ્થાશ્રમ અવસ્થાની રમ્ય અવધી બતાવી નિશ્વાસ મૂકતા કાશ્યપ તપના અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થવા સખીયોને લઇને રડતા હૃદયે પાછા વળે છે અને ગૌતમી અને બે ઋષિકુમારો શકુંતલાને લઇને હસ્તિનાપુર તરફ વનની ઘટાઓમાં અદૃશ્ય થઇ જાય છે.

ચોથા અંકના આ પ્રસંગોમાં જે હૃદયની ઉંડી લાગણીભર્યા સાદા પણ જીવનને પાવન કરે એવા સંસ્કારો, સરળ વ્યવહારો, જે પવિત્ર સંબંધો અને કુદરતમાંથી લીધેલા નિષ્પાપ અને હૃદય વિસ્તારના પુણ્યભાવો ચિત્રાયા છે તેવા ભાગ્યેજ કોઇ સ્થળે સાહિત્યમાં કાલિદાસના જેવી ઉચ્ચ કલાએ ચિતર્યા હશે.

(૫) પાંચમા અંકમાં ક્ષાત્ર ધર્મની કસોટીનો પ્રસંગ સાધી દુષ્યન્તને રાજ્ય ધર્મ અને પોતાના વિલાસના વિરોધમાં ગંભીરપણે વિલાસનો પરિત્યાગ કરી ધર્મનુંજ પાલન કરતો બતાવ્યો છે. આ અંક રાજ્ય ધર્મ અને તેની કઠિનતાના વર્ણનથી ઉઘડે છે. લોકતંત્રના અધિકારવાળાને વિશ્રાન્તિજ નથી, રાજા પ્રજાનું મળી એક કુટુંબ બને છે અને તે કુટુંબનું તંત્ર રાજા નિષ્પક્ષપાતે અને સદ્ધર્મે ચલાવે છે તથા તેમ કરતાં એ પોતાના સુખનો કદિ વિચાર કરતો જ નથી. એનું જીવન તરૂવરની પેઠે પોતે દુઃખ સહન કરી આશ્રિતોને શિતળ કરવામાંજ કૃતાર્થ માને છે, અને પ્રજામાં નિષ્પક્ષપાતી હોઈ તથા સર્વ રીતે પ્રજાની સંભાળ લેનાર હોઈ એને સર્વનો સર્વ વાતે બંધુ તરીકે વર્ણવ્યો છે. દુષ્યન્તના આવા ધર્મપાલનથી તમામ પ્રજા વર્ણાશ્રમના ધર્મમાં ચાલી રહી, માનવધર્મનો અંતિમ ઉદ્દેશ સાધી રહી છે.

"અહો મ્હા પુણ્યાર્થી નૃપ નિયમનો ભંગ ન કરે
અને વર્ણોમાં જે નીચ પણ કુમાર્ગે ન પગ દે."

આવી પ્રજાની ચિકિત્સા જોતા તપસીયોને મળવાના યોગ્ય સ્થાને અગ્નિહોત્રના ચોતરા ઉપર સાદા તપોવન જેવા સ્થળે રૂષિમંડળનું માનપૂર્વક સ્વાગત કરવા દુષ્યન્ત ઉભો રહે છે; ત્યાં શકુંતલા સાથે સર્વને યથાવિધિ પ્રવેશ કરાવતાં રાજા અભિનંદન કરી કાશ્યપ રૂષિની કુશળતા પૂછે છે. આ મંડળમાં આવેલી શકુંતલાએ ઓઢેલા અવગુંઠનમાંથા સ્હેજ દેખાતી લાવણ્યની ઝલક રાજાનું મન પ્રથમ આકર્ષે છે ખરી પરંતુ રાજા સંયમેન્દ્રિય હોઇ તરત તેને પાછું ખેંચી લઇ 'પારકી સ્ત્રી ભણી નજર પણ ન થાય' એમ કહી રૂષિનો સંદેશો સાંભળવા તત્પર થાય છે. દુષ્યન્તની તપોવનના વૃત્તાન્તની સ્મૃતિ દુર્વાસાના શાપે ભ્રષ્ટ થઇ છે એટલે રૂષિકુમારોએ કહ્યા છતાં શકુંતલા સાથેનું લગ્ન એને સાંભરી આવતું નથી અને તેથી પાછળથી અવગુંઠન કાઢી નાખવાથી શકુંતલાનું માદક સ્વરૂપ જોયા છતાં તેનો સ્વીકાર કરવા ચોખ્ખી ના પાડે છે, અને કારણમાં સ્પષ્ટ જણાવે છે કે લગ્નની સ્મૃતિ નહી છતાં સગર્ભાનાં લક્ષણવાળાંનો સ્વીકાર કરી હું પોતે અધર્માચરણ કરતાં પ્રજામાં અધર્મનો ફેલાવો થાય. આ પ્રસંગે રૂષિકુમારો રાજાને ક્રોધના આવેશમાં વાક્પ્રહાર કરે છે અને અહીંજ બ્રહ્મતેજ ભર્યા બ્રાહ્મણની વ્યવહારમાં સ્વતંત્રતા પ્રકટ થાય છે. રાજા પોતે ધર્મનાજ ઉપર આશ્રય લેતાં જરાય બ્હીતો નથી અને મર્યા-

દાથી ઋષિકુમારોના વાક્પ્રહાર પાછા વાળે છે. આ જોઈ શકુંતલાને ક્રોધ ચઢે છે અને આશ્રમમાં સંકેત કરી છેતરવાનું રાજાના ઉપર આળ ચઢાવે છે. ધર્માવલંબી રાજા શાન્તપણે કાને હાથ દઇ ધૈર્યથી એ લાવણ્યમૂર્તિને કહે છે કે

"સ્વકુલ કલંક્તિ કરવા મથે શું વળી જન પતિત કરવા આ
નદી સમ ભેખડ ભાંગી નિર્મલ નિજ જળ અને તરૂ તટનાં."

શકુંતલાનો એંધાણી આપી રાજાની ખાતરી કરી આપવાનો પ્રયત્ન નિષ્ફલ જાય છે, ત્યારે રાજા લોકોક્તિના ઉપર આધાર રાખી સ્ત્રી જનની ચતુરાઇ નિંદી કાઢે છે. રાજાની બુદ્ધિને ભમાવી નાખે એવો શકુંતલાનો આ વખતે વધી ગએલો ક્રોધ કાંઇ પણ અસર કરી શકતો નથી. છેવટ શકુંતલાને ત્યાંજ પડી મૂકી જો લગનની વાત સાચી હોય તો સાધુ સ્ત્રીએ પતિને ઘેર દાસપદુંય કરવામાં એનું શ્રેય છે એમ કહી ધર્માવલંબી તપસ્વિયો જવાની તૈયારી કરે છે ત્યારે પોતાના ધર્મ પાલનમાં અચલ શ્રદ્ધાવાળો રાજા કહે છે કે

"ચન્દ્ર પોયણિજ ખીલવે કમળજ ખીલવે સૂર્ય કરે અડકી
રે' સંયમિની વૃત્તિ પરનારીના સંગ થકી અળગી."

જ્યારે બધાં મૂકીને ચાલ્યાં જાય છે ત્યારે પુરોહિતે સૂચવેલી વ્યવસ્થાનો અંગિકાર કરવા હા પાડી રાજા ધર્મનું પાલન કરે છે પણ શકુંતલાને કોઇ તેજ જ્યોતિ આકાશમાં ઉપાડી જાય છે.

કાલિદાસના હૃદયમાં ખડી થએલી વર્ણવ્યવસ્થામાંનું ક્ષાત્રધર્મનું આ મનોહર ચિત્ર માનવધર્મશાસ્ત્રને અત્યંત માનપ્રદ છે.

(૬) છઠ્ઠા અંકમાં વીંટી જોઇ તાજી થએલી સ્મૃતિવાળો રાજા શકુંતલાની સાથેના લગ્ન બંધનનું ભાન થતાં પતિધર્મમાં કરેલા સ્ખલનથી અત્યંત દુઃખ ભોગવે છે. જાણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ તમામ આહારવિહારનો ત્યાગ કરી વિરહાવસ્થામાં પીડાય છે. અહીં કવિએ શકુંતલાના તમામ પ્રસંગો સંભારી સંભારી વિપ્રલંભ શૃંગારની દયાજનક મૂર્તિ ખડી કરી છે. શકુંતલાને કાઢી મૂકતી વખતની અતિ દીનતાની ભરી શકુંતલાની મૂર્તિ રાજાની નજર આગળ તરવરી રહેતાં અસ્વસ્થ દશામાં તે રડી ઉઠે છે કે.

"અહીંથી કાઢી તો ગઇ સ્વજનની પૂઠ પળવા
વઢ્યો રે' ઉભી તું કહિ ગુરૂ સમો શિષ્ય વળી ત્યાં
પછી નાખી દૃષ્ટિ સજળ કલુષી આ હું ક્રૂરમાં
ઉમેલી બાળે તે શર વિષ ભર્યું જેમ હૃદમાં."

લગ્નભાવે આર્યધર્માવલંબી પતિના હૃદયમાં પ્રકટ કરેલા ઉંડા પ્રેમનું આ અંકમાં કાલિદાસ વિવિધ પ્રકારે ચિત્ર દોરી બતાવે છે. શકુંતલાનું લાવણ્ય જેના ઉપર પાંચમા અંકમાં લેશ પણ અસર કરી શક્યું નહોતું તેવા પથ્થર જેવા હૃદયમાં ધર્મભાવના અનંત ઉંડા પ્રેમનો ભાવ પ્રકટ કરે છે અને તે ભાવના તોફાને ચઢેલા મહાસાગરના તરંગોમાં રાજાને વિવશ કરી પ્રેમ ઉન્માદની અવસ્થાએ પહોંચાડે છે. ચિત્રમાં ચિત્રેલી શકુંતલાને સજીવ કલ્પી તેની સાથે અનેક વિલાસ કરતા રાજાને ઉન્માદ અવસ્થામાં બતાવી, એ તો ચિત્ર જ છે એવું ભાન થતાં, એની પાસે કલ્પાન્ત કરાવે છે કે "મિત્ર આ શા ભોગ મેળવ્યા !

સાક્ષાત્ દર્શન સુખમાં તન્મય હૃદયે ગરક થયો તો હું
સ્મરણ કરાવીને તેં વળી મુજ કાન્તા ચિત્રરૂપ કરી શું !"

આવા સુખદ છતાં દુઃખદ દાંપત્ય પ્રેમમાંથી ક્ષણેક વિશ્રાન્તિ આપવા કવિ દરિયાના વ્યાપારી ધનમિત્રનો વૃત્તાન્ત ઉપસ્થિત કરી પુનઃ સ્વાર્થ સુખના વિરોધી રાજ્યધર્મના સ્વીકારનો પ્રસંગ ચિતરે છે. રાજા સ્વસ્થ ચિત્ત થઈ પ્રજાના જ હિતનો ધર્મ પ્રવર્તાવી રહે છે અને કારભારીયોની સ્વાર્થપરાયણ વૃત્તિને દાબી દઇ રાજ્યધર્મનું પરમ ઉત્કૃષ્ટ સૂત્ર પ્રવર્તાવે છે કે

પ્રજા થાય વિયોગી જ્યાં જે જે વ્હાલાં સ્વબંધુથી
પાપ કર્મ વિના તેનો તે તે દુષ્યન્ત છે અહીં.

અપુત્ર રહેવાના ધનમિત્રના પ્રસંગથી પોતાની અપુત્ર દશાનું ભાન થતાં રાજા પાછો દાંપત્ય પ્રેમમાં મૂર્છિત અવસ્થાએ પહોંચે છે અને એના આવા સ્નિગ્ધગંભીર દાંપત્યભાવના પ્રવાહનું નિરીક્ષણ કરી રહેલી મેનકાની સખી સાનુમતીને મુખે કવિ કહેવરાવે છે કે "સર્વથા શકુંતલાનું તિરસ્કાર દુઃખ તો તમે ધોઇ જ નાખ્યું." આવી વિષમ અવસ્થામાંથી રાજાનો રક્ષકધર્મજ પુનઃ એને સચેત કરે છે અને ઇન્દ્રના સારથી માતલિએ વિદૂષકના પ્રતિ ચલાવેલી વર્તણુકનું એવું જ કારણ એ આપે છે. ઇન્દ્રની સહાયે જતાં રાજા માત્ર રાજ્યધર્મની જ ચિંતા કરતાં વિદૂષક મારફતે અમાત્ય પિશુનને કહેવરાવે છે કે

તમારી એકલી બુદ્ધિ પ્રજાને પાળશે હવે
અને ચાપ ચઢાવ્યું આ કાર્ય બીજા ભણી વળે.

આ અંકની શરૂઆતમાં શૂદ્ર અને વચમાં વૈશ્યના પ્રતિ રાજાનો સદ્‌ભાવ બતાવી એમને સુખી કરવાની રાજ્યધર્મની ચિંતાનો ચિતાર પણ આપ્યો છે. શૂદ્રને રાજાના શાળાની મૈત્રિમાં જોડાતાં બતાવ્યો છે.

(૭) પાર્થિવ તત્વનું આ આર્ય જીવનમાં થઇને થતું, અને બ્રહ્માકાર વૃત્તિમાં પરિણામ પામતું સ્વર્ગારોહણ કાલિદાસે દુષ્યન્ત અને ઇન્દ્રની મૈત્રિના સ્થૂળ વ્યવહારમાં સુંદર રીતે ચિતરી બતાવ્યું છે. સ્વર્ગની મૈત્રિના મીઠા અનુભવના આલ્હાદમાં સાતમો અંક ઉઘડે છે અને ત્યાંથી દેખાતી પૃથ્વીની મનોહરતાનાં ગાન કરતું બ્રાહ્મણ જીવનમાં મોહ પામી રહેલું કવિહૃદય માતલિને દુષ્યન્ત સાથે મારીચ રૂષિના તપોવનમાં પાછું ઉતારે છે. આઘેથી અઘોર તપશ્ચર્યાવાળા મુનિને નમસ્કાર કરતો દુષ્યન્ત તપોવનની છાયામાં પ્રવેશ કરે છે અને બાહ્યેન્દ્રિય સહિત પ્રસન્ન થતા આત્માને પાવન કરવાની ઇચ્છાએ વિસ્મય પામી પામી ત્યાંનું બ્રહ્માકાર વૃત્તિમાં સમાધિસ્થ જીવન જોઇ રાજા ગાઇ રહે છે કે "આ રૂષિયો તો

ધારી પ્રાણ રહે અનિલપર જ્યાં આ કલ્પવૃક્ષો ભર્યાં,
પીળાં કાંચન પધરેણું જળમાં તીર્થો કરે સ્નાનનાં,
ધ્યાનાર્થેજ મણિશિલા સુરવધુ સાથે ય રે' સંયમે,
જેને અર્થે તપી રહ્યા મુનિ બીજા તેમાં જ રૈ'ને તપે.

કવિએ છઠ્ઠા અંકમાં લગ્નભાવનાએ પતિમાં ઉત્પન્ન કરેલા પ્રેમનાં ચિત્ર ચિતર્યાં હતાં તો આ અંકમાં એ જ શુદ્ધ લગ્નભાવનાએ પત્નિમાં પ્રકટ કરેલા પાતિવ્રત્યનું ચિત્ર પ્રધાન સ્થાન લે છે, અને દાક્ષાયણીએ મારીચ રૂષિને પતિવ્રતાના ધર્મ સંબંધે પૂછતાં બીજી મહર્ષિ પત્નિયો સાથે તેમને રૂષિ એ ધર્મ સમજાવી રહ્યા ચિતર્યા છે. મારીચ રૂષિ આવા ધર્મોપદેશમાં રોકાયલા હોવાથી દુષ્યન્તને તપોવન જોવાનો લાગ મળે છે અને ત્યાં અબાલસત્વ ભર્યું બાળક એની નજરે ચડે છે. સર્વદમનની અત્યંત પ્રભાવશાળી ચેષ્ટા ઉપર રાજાનું મન આકર્ષાય છે અને ગૃહસ્થાશ્રમીના વાત્સલ્ય ભાવનો કાંઇક ચિતાર આપી અનેક રમ્ય પ્રસંગોમાં થઇને એની ખાતરી થાય છે કે એ પોતાનો પુત્ર છે. આ સુખદ સમાચાર શકુંતલા પોતાની સખીયો પાસેથી સાંભળી દુષ્યન્તના દર્શને આવે છે પણ વિરહમાં ગળી ગયેલા રાજાને એ પ્રથમ ઓળખી પણ શકતી નથી.

મેલાં શરીરપર વસ્ત્ર ધરી રહેલી
ને ગાત્ર ક્ષીણ નિયમે ધરી એક વેણી
હું છેક નિર્દય તણા વિરહે બળેલી
રે' દીર્ઘ ધારી વ્રત શુદ્ધ શીળે ભરેલી.

આવી પતિ વિયોગમાં તાપસ જીવન ગાળી રહેલી અને પોતે આટલો ક્રૂર થયા છતાં શીયળવ્રત ધારી રહેલી શકુંતલાને જોતાં રાજા એના આગળ દીન બની એને પગે પડી ક્ષમાની યાચના કરી રહે છે. આર્ય બાળા તરત પતિને ઉપાડી લઇ પતિવ્રતાના ધર્મ્યજીવનમાં સંમોહ પમાડતી બોલી રહી છે કે "ઉઠો આર્યપુત્ર, ખચિત પેલા જન્મમાં મારાં સુચરિતને આડે એવું કાંઈ કર્મ કર્યું હશે તેનું જ આ ફળ નડયું, કે આવા દયાળુ આર્યપુત્ર પણ મારા ભણી કઠોર થયા !" અહા ! આ વાણી કોનું હૃદય નહીં ભેદે ? આ ઉદાર ભાવ કોને ઉન્નત નહીં કરે ? સ્ત્રી પુરૂષનો ધર્મ–લગ્નમાંથી ઉત્પન્ન થતો આવો ગંભીર પ્રેમ કોના હૃદયનું મંથન નહીં કરે ! કોની બુદ્ધિને એ નહીં આંજી નાખે ? આ ગૃહસ્થાશ્રમના પરમ શ્રેયસ્કર ફળ સાથે સજોડે મહર્ષિના દર્શને જવા રાજા શકુંતલાને વિનવે છે ત્યારે શકુંતલા પતિ સાથે ગુરૂ જન પાસે જતાં શરમાય છે ! રૂષિ અને રૂષિપત્નિ આ રાજ્ય કુટંબને આશિસથી વધાવી લેછે અને દુષ્યન્તના મનની આ અગમ્ય બનાવની ભ્રાંતિ ટાળી દઇ

સુરપતિ તુજ તર્પો વૃષ્ટિથી બ્હો પ્રજાને
કરી કરી બહુ યજ્ઞો તુંય સંતોષ એને,
યુગશતક્રમ આવાં વીતવો સ્તુત્ય કૃત્યે
ઉભય હળી મળીને લોક એના હિતાર્થે.

એવો ક્ષાત્રધર્મનો સદુપદેશભર્યો આશિર્વાદ આપી એમની રાજધાની તરફ વિદાય કરે છે.

છઠ્ઠા અને સાતમા અંકમાં કવિપ્રતિભાએ પ્રકટ કરેલો પતિપત્નિનો સંબંધ "આકર્ષણ છે તેથી લગ્ન કરવાં" એવી ભાવનાવાળા સંસારનો નથી; પરંતુ લગ્નની ધર્મગ્રંથી છે માટે અન્યોન્યે પ્રેમમાં રહેવું જ જોઇએ એવી ધર્મભાવનામાંથી ઉત્પન્ન થતા ગંભીર પ્રેમનો એ સંસાર છે. પ્રથમ સંસારમાં આકર્ષણ તુટતાં લગ્ન તુટે છે. બીજામાં પ્રેમાકર્ષણ તોડવું એજ અધર્મ્ય છે, પાપ છે. આટલો બધો આ બે સંસારમાં ફેર છે.

ટુંકામાં છઠ્ઠા સિવાય બધા અંકોમાં બ્રાહ્મણજીવન ક્ષાત્રધર્મ સાથે પ્રાધાન્ય લેછે અને ક્ષાત્રધર્મ એ બ્રાહ્મણ જીવનને પૂજી ઉત્તમતાનું સન્માન કરી રહ્યું છે અને અન્ય પાસે કરાવી રહ્યું છે; પહેલા ત્રણ અંકમાં ગૃહસ્થાશ્રમની તૈયારીનો પ્રસંગ સાધી ચોથામાં આર્ય જીવનના આ ત્રણે અંશ સર્વ ભભકમાં ખીલી ઉઠયા છે. પાંચમામાં રાજ્યધર્મની કસોટી અને છઠ્ઠા તથા સાતમામાં શૂદ્ર અને વૈશ્ય ધર્મની સ્હેજ રેખા ખેંચી બતાવી દાંપત્યભાવના ઉંડા હૃદય મંથનના ચિતાર ચિતર્યા છે અને સાતમામાં પૃથ્વી અને સ્વર્ગની ગાઢ મૈત્રિમાં નાટક સમાપ્ત થાય છે.

આવી રીતે કાલિદાસના હૃદયે સાત અંકમાં ગુંથેલા આર્યજીવનની સ્પષ્ટ સમગ્ર દૃષ્ટિ લઇ તેમાં સંકળાઈ રહેલા વિશ્વવ્યાપી પ્રેમના તરંગ ઉપર નૃત્ય કરી રહેલા કવિ આત્માના રસનો આસ્વાદ કરતાં વાચક અવસ્ય જર્મન કવિની સાથે સંમત થઇ આનંદમાં ગાઇ રહેશે કે

તારૂણ્યની ખીલતી કળિ પરિપકવ ફળ કૈં અંતનાં,  
સૌ વાતથી ઇચ્છું કહિ નિજ આત્મ ચઢી ઉલ્લાસમાં  
ઉછળી રહે ને પુષ્ટ થાતાં ભોગવે પરિતૃપ્તિનાં  
સુખ એ અને સંમોહના મધુ ઘેનમાં ઘેરાય જ્યાં,  
પૃથ્વીને વળી સ્વર્ગ એક જ નામ માંહિ સમાય જ્યાં  
તે રમ્ય ‘શાકુંતલ’ ભણું ને સર્વ અર્થ સધાય ત્યાં.

**નામસંસ્કાર.** શાકુંતલની મારી આ દૃષ્ટિને કાલિદાસે નાટકને આપેલા નામ ઉપરથી પણ કાંઇક અંશે ટેકો મળે છે. માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીય એ નાટકોના નામ ઉપરથી સાધારણ રીતે કાલિદાસ નાયક નાયિકાના નામથી જ નાટકનું નામાભિધાન કરતા જણાય છે. આ નાટકનું આવી એમની સાધારણ પદ્ધતિ વિરૂદ્ધ “અભિજ્ઞાનશકુંતલ” એવું નામ કેમ રાખ્યું હશે? એમ તો નહિ હોય કે ક્રોધનું જાળું દુર્વાસાના શ્રાપથી ભ્રષ્ટ થએલી સ્મૃતિવાળા સંસારીને સંભારી આપવાની જરૂર હતી કે તપોવનમાંથી વાનપ્રસ્થાશ્રમની અવધી સુધી સંસારને પાવન કરી તેને ફલદ્રુપ કરવા કાશ્યપરૂપ ધારી બ્રાહ્મણધર્મે શકુંતલારૂપી ધર્મશ્રેણીને ક્ષાત્રધર્મ પાસે મોકલાવી હતી તેનો અનાદર કરવો અયોગ્ય હતો. આ ગએલી સ્મૃતિ તાજી કરાવવા કાલિદાસની આવી અભિજ્ઞાન વીંટીના જેવી લોભનીય કૃતિની જરૂર હતી. દુર્વાસાનો શાપ, તેથી થતો

સ્મૃતિભ્રંશ, અને તેને અભિજ્ઞાનથી તાજી કરવાની યુક્તિ તથા તેના સંબંધનો વૃત્તાંત મહાભારતની મૂળ કથામાં નથી, અને કાલિદાસની પ્રતિભાએ જ તે તદ્દન નવી ઉપસ્થિત કરી છે. નાટકના આ વૃત્તાંતને કાલિદાસ પ્રાધાન્ય આપવા માગે છે એ નામાભિધાન સંસ્કારથી સ્પષ્ટ જણાય છે.

**કાલનિર્ણય.**

આ મહાન કવિ અમુક કયા સૈકામાં પ્રકટ થયા તે મારી દૃષ્ટિએ કેવળ ગૌણ વાત છે. અત્યારસુધીના શોધકોમાં એ સંબંધે અનેક મતાન્તર ચાલે છે. એ સર્વેનો સમગ્ર વિચાર કરતાં મારી ધારણા પ્રમાણે ઇ. સ. પૂર્વે પહેલા સૈકામાં એ થયા હશે. આ માન્યતાને પ્રથમ તો લોકમત તથા પુરાણકાળની સંસ્કૃતમાંથી મળી આવતી કેટલી પંક્તિયોનો ટેકો છે. વિક્રમની સાથેનો એમનો પ્રસિદ્ધ સંબંધ એજ કાલ નિર્ણયની સાક્ષી પૂરે છે. કથાસરિત્સાગરમાંથી પણ એજ વાદને ટેકો મળે છે. અને સર વિલીયમ જેન્સ એ જ કાલનિર્ણય સ્વીકારે છે. ડૉ. પીટરસન પણ એજ માન્યતા ઉપર આવતા ગયા હતા, અને રઘુવંશની વિદ્વત્તા-ભરી પ્રસ્તાવનામાં રા. નંદરગીકર અત્યાર સુધીના તમામ પ્રચલિત વિચારોનું મંડન ખંડન તપાસી આજ કાલનિર્ણય ઉપર આવ્યા છે. ભાષા અને છંદ બદ્ધની કસોટીએ અશ્વઘોષની પૂર્વે થએલા આપણા કવિનો કાલ આજ મતને ટેકો આપતાં રા. કેશવલાલ ધ્રુવ પણ ઇ. સ. પૂર્વેના પહેલાજ સૈકામાં મૂકે છે. અશ્વઘોષનો કાલ કનિશ્ક રાજાના વખતમાં બોલાવેલી બૌધ મહાસભાના પ્રમુખ વસુમિત્રના સંબંધે ઇ. સ. ની શરૂઆતનો એમણે નિર્ણિત કર્યો છે. આજ મતને રા. નંદરગીકરે જ્યોતિષ, કાયદાની સંસ્થાઓ, કાલિદાસે અધમ પાત્રને અંગે વાપરેલી ભાષા, વિશેષ નામ ધારણ કરવાની રૂઢી ઇત્યાદિની પરીક્ષાએ સુસ્થિત કર્યો છે. ભાસ કવિના સંબંધી ચર્ચાથી પણ આજ કાલ નિર્ણયનો મત સબળ થાય છે.

વિક્રમ સંવત તો લગભગ ઇ. સ. ૫૪૪ માં વિક્રમ હર્ષે કોરૂ-રની લડાઇમાં શક રાજાને હરાવી બુદ્ધધર્મ દબાવી દીધો તેના ઉત્સવમાં ચાલતા વર્ષમાંથી ૬૦૦ વર્ષ બાદ કરી ઇ. સ. પૂર્વેની ૫૭ ની સા-લમાં મૂકી માત્ર સ્વચ્છંદે ઉપજાવી કાઢયો છે એવો મી. ફરગ્યુસને એક મત ઉપસ્થિત કર્યો હતો અને ડૉ. ભાણ્ડારકર એ મતને સંમત થયા હતા પણ માલવ અને વિક્રમ સંવતની જનરલ કનીંગહામે એકતા પ્ર-

ગટ કરી ડૉ. ફ્લીટવાળો માલવ સંવત ૪૯૩ નો મન્દાસર લેખ ઉપલબ્ધ થવાથી મી. ફર્ગ્યુસનનો સ્વચ્છંદી વિક્રમ સંવતનો મત તુટી પડયો છે. સમુદ્ર ગુપ્ત એ કવિયોનો ઘણો શોખી હતો તેથી એના વખતમાં કાલિદાસ થયા હશે એવા અનુમાનથી સમુદ્રગુપ્તનો ઇ. સ. ના બીજા સૈકાનો સમય તે કાલિદાસનો સમય એમ પ્રો. લીસન માને છે; શત્રુંજય મહાત્મ્ય ઉપરથી કાલિદાસ ઇ. સ. પાંચમા સૈકામાં થયા હશે એમ કવીલ્ફોર્ડ કહે છે. આ મતોમાં રહેલાં અનુમાન હેત્વાભાસથી ભરેલાં છે અને તેથી માન્ય થાય તેમ નથી. યવન અને મ્લેચ્છ એવા શબ્દો તો મહાભારત જે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ થી ૧૫૦૦ વર્ષ ઉપર લખાયલું માનવામાં આવે છે તેમાં પણ મળી આવે છે અને રઘુ વંશમાં હુણાવરોધના વપરાશ ઉપરથી કાલિદાસના વખતમાં તરૂક્ષ હુણનો રાજા હશે અને તે તરૂક્ષનો કાલ તે કાલિદાસનોજ સમય એ અનુમાન તદ્દન અયોગ્ય છે.

હુણલોક ઈ. સ. પૂર્વે ત્રીજા ચોથા સૈકાથી કાશ્મિર અને કાબુલના ઉત્તર ભાગોમાં ફરતા હતા અને રઘુ સમુદ્ર વાટે નહીં જતાં પગ રસ્તે ઇરાનના પારસી રાજ્યના ઉપર જીત મેળવી ઉત્તરમાં જતાં હુણને હરાવે છે એટલા ઉપરથી કાલિદાસ ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં નહોતા એમ કહેવું અયોગ્ય છે. આવી રીતે બીજા મતો સ્વીકારાય તેવા નથી માટે પ્રથમ મતજ અમને યોગ્ય લાગે છે. આ વિષયનો હું અભ્યાસી નહીં હોઈ આટલાથીજ સંતોષ માનીશ.

**ભાષાન્તર.**

આવી મનોહર કાવ્ય રચનાનું ભાષાન્તર કરવાનુ કોને મન ન થાય ? પણ હું જાણતો હતો કે એ કાર્યને માટે જોઇએ તેટલી મારામાં શક્તિ નહોતી અને તેથી મારા ભાઈ મુળજીભાઇ જેમણે શાકુંતલનો સારો અભ્યાસ કર્યો હતો તે વારંવાર મને ભાષાન્તર કરવા કહેતા પણ હું મારી શક્તિનો વિચાર કરી નાજ પાડતો. પણ ભાવી બળવાન છે, અને બનવાનું કાર્ય કાલિદાસ કહે છે તેમ અણધાર્યુંજ બની જાય છે. મારા વિદ્વાન મિત્ર ડાહ્યાભાઈ દેરાસરીએ એક વખત રસ્તામાં ભેગા થતાં રા. બળવંતરાવ ઠાકોરના ભાષાન્તર વિશે મારો અભિપ્રાય પૂછ્યો. આખું ભાષાન્તર વાંચ્યું નહોતું તેથી મેં કહ્યું કે વસંતમાં આવેલા અવલોકનમાંના કેટલાક શ્લોક ઉપરથી મને એ કર્કશ લાગેલું. રા. ડાહ્યાભાઇ મારી સાથે સંમત થયા છતાં તેમણે કહ્યું કે હું સાહિત્યનો ઇ-

તિહાસ લખું છું અને તેમાં મારે મારો અભિપ્રાય લખવાનો છે તો એ ભાષાન્તર પુરૂં વાંચી રા. ઝવેરીલાલ યાજ્ઞિક અને રા. ખખ્ખરનાં ભાષાન્તરો સાથે સરખાવીને જો તમે લેખી અભિપ્રાય આપો તો ઠીક પડશે. મેં હા કહી. તે ઉપરથી એ બધાં ભાષાન્તરો અને મૂળ સંસ્કૃતનું પુસ્તક મારા ઉપર એમણે મોકલાવી આપ્યાં અને ઉનાળાની રજાઓની શરૂઆતમાં મેં એ વાંચ્યાં અને મારો બળવંતરાય સંબંધે અભિપ્રાય કાયમ થયો, અને એમની કાવ્ય રચનામાં પણ કેટલીક ખામીઓ જણાઇ. પણ એક વિચાર થયો કે જો કે રા. યાજ્ઞિકનું ભાષાન્તર ત્રણેમાં ઘણું પ્રાસાદિક હતું છતાં છંદ વ્યવસ્થાને માટે એમને કેટલીક લીંટીયો ઉમેરવી પડી હતી અને રા. બળવંતરાવનું ભાષાન્તર એવો ઉમેરો કર્યા વિના મૂળને વધારે અનુસરીને થતું હતું તેથી કદાચ ભાષાના કાઠિન્યને અંગે કર્કષતા અનિવાર્યજ હોય તો કર્કષતાનો દોષ કાઢવો યોગ્ય નથી. આ વિચારે મૂળને અનુસરી પ્રાસાદિક ભાષાન્તર બની શકે તોજ રા. બળવંતરાવના ભાષાન્તરને કર્કષ કહેવું યોગ્ય જણાયાથી અને રા. દેરાસરીએ ત્રીજો અંક ધ્યાન દઈ જોઇ જવા કહેવાથી એક અઠવાડીઆમાં ત્રીજા અંકના પદ્યનું મેં ભાષાન્તર કરી કાઢ્યું. એને સરખાવતાં રા. બળવંતરાવના સંબંધી અભિપ્રાય લખી મોકલવાની મને હિમ્મત આવી અને તે પ્રમાણે મારા ત્રીજા અંકના ભાષાન્તર સાથે રા. દેરાસરીના ઉપર અભિપ્રાય લખી મોકલ્યો. રા. ખખ્ખરના ભાષાન્તરમાં તો કાલિદાસ મૃત્યુપ્રાયઃ થઇ ગયા હતા અને વળી એ મૂળ નહીં પણ મરાઠી ઉપરથી ભાષાન્તર કરેલું જણાયું એટલે એને તો મેં પાછું જ મોકલી દીધું અને બીજાં બે ભાષાન્તરો મારી પાસે રાખી ભાઇ મુળજીભાઈ એ ત્રીજા અંકનું ભાષાન્તર જોયા પછી પુરૂંજ કરવા કહેવાથી તેજ રજાઓમાં **નડીઆદમાં** આ ભાષાન્તર પાંચ છ અઠવાડીયામાં પૂરૂં કર્યું. રા. ઝવેરીલાલ અને બળવંતરાવનાં ભાષાન્તરોમાંથી કોક કોક સ્થળે મને ઠીક મદદ મળી હતી અને તેથી એ ઉભય વિદ્વાનોનો તેમજ રા. દેરાસરી અને ભાઇ મુળજીભાઇનો આ બાબતમાં મારા ઉપર ઉપકાર થયો છે તે અહીં આનંદ સાથે પ્રકટ કરૂં છું.

સંસ્કૃતનું અને વળી કાલિદાસના જેવી વાણીનું ભાષાન્તર કરવું અવશ્ય કઠિન છે. સંસ્કૃતમાં સમાસની સરળતાએ જે અર્થ ઉપલબ્ધ થાય છે તે સુખ ગુજરાતીમાં નથી પરંતુ આ ભાષાન્તર કરતાં મને

એક સત્યનો હમેશ અનુભવ થયો છે અને તે જો વાચક આગળ મુકું તો બહુ ઉપયોગી થશે એમ માનું છું. એ સત્ય એ છે કે જો કવિની મનોસૃષ્ટિની અને તેના હૃદય તરંગની એક વખત બરાબર દૃષ્ટિ આવી તો કલા અને ભાષા તો સ્વચ્છંદેજ પ્રકટ થાય છે અને એ વિચારગ્રહણનું સર્વાંગી સુંદર સ્વરૂપ તાદૃક ખડું કરી દે છે. વિચાર એજ જગતમાં શક્તિ છે. ભાષા અને કલા એ તો એ શક્તિની પાછળ દોડતાં આવી સ્વતઃસિદ્ધ થાય છે. કાલિદાસનો અનનુકરણીય પ્રસાદ એનુંજ ફળ છે. મારૂં ભાષાન્તર પ્રાસાદિક થવા ભાગ્યશાળી થયું હોય તો તે કાલિદાસના હૃદયની દૃષ્ટિનુંજ ફળ છે. જ્યાં એ ક્લિષ્ટ હશે ત્યાં મારી ગ્રહણ શક્તિનીજ ખામી સમજવી.

**જોડણી, શબ્દ અને વાકયરચના.** ભાષાન્તરમાં જોડણીના એક બે સરળ નિયમજ મેં રાખ્યા છે. સંસ્કૃત તથા તેમાંથી થએલા શબ્દોની ઘણે ભાગે એજ જોડણી રાખી છે. ઇકારાન્ત નામનાં બહુ વચનમાં બધે 'ય' વાપર્યો છે. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય આગળ ઇ ને લંબાવી છે અને સંબોધનાર્થ શબ્દમાં ઇ હ્રસ્વ રાખી છે. આ સિવાયની બીજી કડાકૂટ રા. નૃસિંહરાવ જેવાનેજ સૂંપી રાખવું હાલમાં યોગ્ય લાગે છે, કારણકે 'ત્ય્હાં' જેવા ત્રણ અક્ષરના જોડાક્ષર બોલતાંય મને ભારે પડે છે, અને 'હેમને,' 'હેમ' 'હેવું' એમ હજુ કદિ બોલ્યો નથી અને બોલવા સંભવ પણ નથી. તેમ ભાષાને સુધારી સારા સંસ્કારવાળી કરવા કરતાં સંસ્કૃતમાંથી ભ્રષ્ટતાએ ફલિત થએલી પ્રાકૃતમાં પાછા જવાનો વિચાર પણ મને પ્રિય નથી. ભલે રા. નૃસિંહરાવ અને કેશવલાલ ધ્રુવ એ માર્ગ ગ્રહણ કરે. એવી બાબતમાં એ વૃદ્ધ પુરૂષો છે. ભાષાના કેટલાક શબ્દોની બાબતમાં તેમ શૈલીની બાબતમાં એટલુંજ કહીશ કે કાલિદાસનાં પાત્રો જ્વલંત જીવનનાં ભરેલાં છે, વીરત્વવાળાં છે. સ્ત્રીવર્ગ પણ વીરાંગનાના ભાવથી ભરપુર છે. અને એમને તો વીરત્વભરી મૃદુતા અને સૌજન્ય શોભે. આજકાલ નાટકોમાં તરગાળાના છોકરા છોડીયોનો વેશ ધારણ કરી ગણિકાના કૃત્રિમ હાવભાવ ભરી અશિક્ષિત અને આસક્ત પુરૂષોને ખુશી કરવા જેવી વાણી બોલે છે અને કેટલાક લેખકો તેનું અનુકરણ કરે છે તેવી વાણી કે નાટકની શૈલી કાલિદાસના કોઇ પણ પાત્રને નજ શોભે. ગુજરાતમાં વીર્યભરી વાણીની જ જરૂર છે. બાકી નાટકી જલસાના ટુંકા ટુંકા ટુચકા

અને લંગડી અને કઢંગી વાક્યરચનાની નિર્માલ્યતા તો થેડ થેડ ભરેલી જ છે. સાહિત્યના લેખકોએ નાટકીયોની ભાષાને ગંભીર અને વિશુદ્ધ કરાવવાની છે. નાટકીયોની ભાષાનું સાહિત્યના લેખકોએ અનુકરણ કરવાનું નથી. જે લેખકોને એથી થતી હાનીનો વિચાર નથી તેઓ જ એવું પાપ કરી શકે.

આટલું કહી આ પુસ્તક ઉદાર, ઉત્સાહી, કાલિદાસની કીર્તિના અભિલાષી અને દેશાભિમાની ગુર્જર વાચકવૃંદના હસ્તકમળમાં મૂકી તેમના સંતોષમાં જ આનંદ માનીશ.

છાપતાં કેટલીક ભૂલો રહી ગઈ છે તે વાચક શુદ્ધિપત્ર ઉપરથી સુધારી લેવા કૃપા કરશે.

અમદાવાદ,
તા. ૧ જાન્યુઆરી ૧૯૧૫.

મગનભાઈ ચતુરભાઇ પટેલ.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૪ | સ્રગ્ધરા | વસંતતિલક |
| ,, | વસંતતિલક | શિખરિણી |
| ૫ | અતિતિ | અતિથિ |
| ૬ | સાર્દૂલ | શાર્દૂલ |
| ૯ | નવમાલકા | નવમાલિકા |
| ૧૦ | શંશય | સંશય |
| ૧૫ | મદનરગ | મદનરંગ |
| ૧૬ | સ્કધ | સ્કંધ |
| ૨૩ | માનાથ | માનાર્થે |
| ૩૪ | કુસુમાયુદ્ધ | કુસુમાયુધ |
| ૪૧ | ાવવેક | વિવેક |
| ૪૨ | શખાયોનું | સખીયોનું |
| ૪૫ | પદ્યદલ | પદ્મદલ |
| ૫૪ | સમજાવીએ | સજાવીએ |
| ૫૫ | ગદ્ગદ્ | ગદ્ગદ |
| ૫૭ | મે | મેં |
| ૭૩ | ચોયુ | ચોર્યું |
| ૭૬ | જૂઠા | જૂઠી |
| ૯૦ | અભ્રષ્ટ | એ ભ્રષ્ટ |
| ૯૪ | સન્માન્ | સન્માન |
| ૯૬ | રાજાની એ ઉક્તિ સાથે છે તે એની વચ્ચે ઉમેરવું. | **સાનુમતી**—મનેય હમણાંજ ભાન થયું તો પછી ચિત્રેલું જાતે જ અનુભવ્યું હોય એમની તો વાત જ શી ? |
| ૧૦૭ | કોટિ કીર્ણું | કોટિકીર્ણું |
| ૧૧૬ | કેવું દે | કેવુંક દે |
| ૧૧૯ | રે’ | રૈ’ |

# આ ભાષાન્તર ઉપર વિદ્વાનોના અભિપ્રાય.

## રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી એમ. એ.

આ સંસ્કૃત અને ગુજરાતીના સુપ્રસિદ્ધ પ્રૌઢ વિદ્વાન આ ભાષાન્તર માટે એમના તા. ૭-૧-૧૫ ના પત્રમાં મુંબઇથી લખે છે કે

"વિ. આપનું મહાકવિ કાલિદાસ કૃત અભિજ્ઞાનશકુંતલ નાટકનું ગુજરાતી ભાષાન્તર જોઇ અનેક રીતિએ પ્રસન્નતા થઇ. પ્રથમ તો એ નાટક જ અતિ ગંભીર અનેક ભાવો યુક્ત છે. તે ગ્રહણ કરવા જ 'સહૃદય'તાની આવશ્યકતા છે, તેમ તેના ભાષાન્તર રૂપાંતરકરણ સારૂં 'કવિ' જ યોગ્ય અધિકારી છે. આપનામાં તે ઉભય ગુણોની સત્તા આપે રચિત 'કાવ્યાર્થપ્રદીપ' અને 'કુસુમાંજલિ' એઓએ સિદ્ધ કરી છે.

તેમાં 'કાવ્યાર્થપ્રદીપ'માં ગુજરાતીમાં પ્રકટ થયેલા સાહિત્ય ચર્ચા સંબંધી ગ્રંથોમાં જેમ કેવળ મતમતાંતરોનો સંગ્રહ જ જોવામાં આવે છે તેમ ન હોતાં, રસભાવઆદિના મર્મોનું અપૂર્વ આવિષ્કરણ જોવામાં આવે છે. તેમાં જે પ્રતિપાદ્યો છે, તેના ઉદાહરણરૂપ આપની (કાવ્ય) 'કુંસુંમાજલિ' અનુભવાય છે.

એવા 'અધિકાર' સંપન્ન આપે કરેલું ભાષાન્તર શબ્દજ્ઞાની કે 'છંદોરચનારાઓ'એ કરેલાં શાકુંતલનાં બીજાં ભાષાન્તરોથી, બહુ ભિન્ન પડી જઇ વિદ્વાનોને પણ બહુ રૂચિકર અને લોકપ્રિય થાય એવું છે.

વિશેષમાં આપે જે ટિપ્પન્નો આપ્યાં છે તેની શૈલી સારૂં આપને બહુ ધન્યવાદ ઘટે છે. ગુર્જર સાહિત્યના પ્રાચીન કે અર્વાચીન બહુ ગ્રંથો ટીકા કે ટિપ્પનો સહિત પ્રકટ થયા છે જેમાં ટિપ્પનો મોટે ભાગે અર્થજ્ઞાન કરાવે એવાં છે કિંવા 'રેતીમાંથી તેલ' કાઢવા સમાન તેમાંથી રસનોદ્રવ કરાવવા પ્રયત્નો થયેલા છે. કાલિદાસની કૃતિઓ તો રસોએ ભરિત નહિ પણ રસમય જ છે, તેથી તે અલ્પવિદ્વાન્ કે બહુ વિદ્વાન્ સર્વેને આનંદ આપેજ; પરંતુ તેમાં જે અનેક હૃદયંગમ સ્થળો ગૂઢ છે તે સર્વ ગ્રાહ્ય નથી. તેવાં સ્થળો પ્રતિ આપે પ્રસંગે પ્રસંગે નિર્દેશ કરી ગુર્જર અને સંસ્કૃતજ્ઞ વાચકો ઉપર બહુ ઉપકાર કર્યો છે, કારણ તે રસના આસ્વાદનમાં વર્ધન કર્તા છે, અને તેમાંના કેટલાએકનું તો સંસ્કૃતમાં પ્રશસ્ત ટીકાકારોને પણ દર્શન થયું જણાતું નથી. તોપણ પૂર્વે સંસ્કૃત ટીકાકારોએ જે જે સારા (અલંકારાદિ નહિ) અર્થધ્વનિ અને વસ્તુધ્વનિ દર્શાવ્યા છે, તે સર્વેનો

સંગ્રહ અને સંકલના દ્વિતીયાવૃત્તિમાં કરવામાં આવશે તો તેના રસાદિ બોધમાં-જેની ઉપયોગિતા અવિવેકકાલમાં વિશેષ છે તેમાં-બહુ વૃદ્ધિ થશે એમ મારૂં માનવું છે.

પ્રસ્તુત ભાષાન્તરરૂપ દુષ્કર કાર્યમાં આપે પ્રશંસાપાત્ર વિજય મેળવ્યો છે; અને ગુર્જર પ્રજાને એક ઉત્તમોત્તમ નાટકના રસાનુભવ સારૂં ઉત્તમ સાધન સમર્પવા સફલ પ્રયત્નવાન થવા આપને ધન્યવાદ છે.

લી. **તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીના** જય જય."

---

**પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ,** એમ. એ. એલ. એલ. બી.

આ પ્રસિદ્ધ સંસ્કૃત પ્રોફેસર ભાષાન્તરના સંબંધે અવકાશની અનનુકૂળતાએ લખી જણાવે છે કે-"તમે મોકલાવેલાં 'અભિજ્ઞાનશકુંતલ' નાટક (ભાષાન્તર)નાં એડવાન્સ ફોર્મ **ઉપર ઉપરથી** જોઇ ગયો. **જોતાંજ,** પહેલી અસર મને એ થઇ કે ભાષાન્તર પ્રાસાદિક છે.... હાલ આટલું જ લખું છું. વિશેષ અવલોકન વસન્તમાં—ભાષાન્તર પ્રકટ થયે...**લી. આનંદશંકરનાં** પરમાત્મ સ્મરણ."

---

**રા. રા. ગોવિન્દરાવ આપાજી પાટીલ;** બી. એ. એલ. એલ. બી.

આ સંસ્કૃત રસિક અભ્યાસક અને વિદ્વાન ભાષાન્તર સંબંધે તા. ૧૧-૧-૧૫ ના રોજ લખે છે કે

'વિશેષ આપે અભિજ્ઞાનશકુંતલનું ગુજરાતીમાં કરેલું ભાષાન્તર પ્રાસાદિક અને રસનું ભરેલું થયું છે, અને આપનો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં ઉંચે દરજ્જે લેખાય એવો થયો છે એમ કહેતાં મને આનંદ થાય છે. અર્થનો વિપર્યાસ અગર રસનો ભંગ નહીં કરતાં મહાકવિ કાલિદાસની અલંકારિક સરલ અને પ્રૌઢ તથા ઉદાત્ત વાણીનું ગુજરાતીમાં લગભગ આબેહુબ અવતરણ કરવામાં આપ ફત્તેહમંદ નિવડયા છો એ બાબત આપને ધન્યવાદ ઘટે છે. કાલિદાસની શાકુંતલમાં વખતો વખત આવતી સ્વભાવોક્તિ તથા ઉપમા અને દૃષ્ટાન્ત તથા શાંત રસવાળું સૃષ્ટિ વર્ણન તથા શૃંગાર, કરૂણાદિ રસોનો પારપોષ કરનારી કવિતા તેમજ સમયોચિત સંભાષણો આપના ભાષાન્તરમાં યોગ્ય અને સાદી તથા સંસ્કૃત ભાષાથી અજાણ એવા ગૃહસ્થોથી પણ સમજી શકાય તેવી ગુજરાતી ભાષામાં બરોબર ઉતરેલાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે"...વળી કહે છે કે દૃષ્ટાંતો સાથે લંબાણ અવલોકન હું પાછળથી કરીશ.

**લી. ગોવિન્દરાવ આપાજી પાટીલ.**

# મહાકવિ શ્રી કાલિદાસનું

# અભિજ્ઞાનશકુંતલ.

## નાન્દી.

પદ.

[1]કર્તાની જે પ્હેલી સૃષ્ટિ, ને, જે વિધિએ હોમેલી
આહુતિને વહી રહી, ને, જે એ કાળ રચાં ધારી,
હોત્રી જે વળી, ને, જે વિશ્વે શબ્દ-ગુણે વ્યાપી જ રહી,
કે'છે જેને બીજ પ્રકૃતિ સર્વતણી, ને, જે વિભૂતિ
પ્રાણિ માત્રનો પ્રાણ બની, પ્રત્યક્ષ થયાં આ અંગ થકી
કરો તમારૂં રક્ષણ શ્રી હરિ પ્રસિદ્ધ આઠે વિભૂતિથી.

(નાન્દી પૂરી થયે)

**સૂત્રધાર**—(પડદા ભણી જોઇ) આર્યે જો નેપથ્યનું કામ પરવારી રહ્યાં હો તો જરા આમ આવી જજો.

**નટી**—આર્યપુત્ર આ આવી.

**સૂત્રધાર**—આર્યે, જોઇ આ સભા! રસજ્ઞ અને વિદ્વાનોથી એ ઉભરાઇ ગઈ છે! આજ આપણે કાલિદાસનું બનાવેલું નવું અભિજ્ઞાન શકુંતલ નામનું નાટક ભજવવાનું છે, તેથી પ્રત્યેક પાત્રની સંભાળ રાખવી પડશે.

---

૧. જળ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર, હોત્રી, આકાશ, પૃથ્વી અને વાયુ એ પ્રમાણે પંચ મહાભૂત અને સૂર્ય ચંદ્ર તથા હોત્રી એ વ્યક્તબ્રહ્મની મહાન વિભૂતિમાં ઇશ્વર પ્રકટ થાય છે તેથી તે દ્વારા ઇશ્વરની આરાધના કરતાં નાન્દીમાં આ આશિર્વાદ છે. નાન્દીમાંથી કંઇક કંઈક થતા વસ્તુસૂચનમાં અંતરાય ન થાય માટે મૂળની જ પેઠે ભાષાન્તરમાં પણ આ વિભૂતિયોની ઉપર પ્રમાણે સ્પષ્ટતા કર્યા વિના માત્ર તેમનો ગુણાનુવાદ જ કર્યો છે. આર્યજીવનના ઉત્કૃષ્ટ વ્યવહારના આદર્શ રૂપ આ નાટકની શરૂઆત ઇશ્વરની સર્વવ્યાપકતાનું સ્પષ્ટ ભાન કરાવતી આવીજ નાન્દીમાં થવી યોગ્ય હતી.

**નટી**—આપે બહુ સારી રીતે પ્રયોગ શિખવાડયો છે તેથી કોઇ પ્રકારની એમાં ખામી નહીં આવે.

**સૂત્રધાર**—તને ખરેખરી વાત કહું?

ગીતિ.

વિદ્વજ્જન સંતોષ્યા વિણુ ન માનુ મુજ પ્રયોગપટુતા હું,
બહુ બહુ શિક્ષિત જન પણ આત્મકુશળતા વિશે ન વિશ્વાસુ. ૨

**નટી**—આર્ય, એમ જ છે. વળી બીજું કાંઇ કરવાનું હોય તે ફરમાવશો.

**સૂત્રધાર**—બીજું તો શું? આ સભાના કર્ણ રંજન કરવાનું એ જ. આ હમણાં જ બેઠેલા અને ઉપભોગ કરવાયોગ્ય ગ્રીષ્મ સમયનો વિષય લઇ કાંઇક ગાવો. આ દહાડે

ગીતિ.

[1]વ્હાલું જળમાં રમવું, વાયુ સુગંધી પાટલ સહવાસે,
સુલભ છાંયડે નિદ્રા, દિવસો રમણીય આ સંધ્યા કાળે. ૩

**નટી**—જેવી આજ્ઞા (ગાય છે)

ગીતિ.

કોમળ કેસર લટક્યાં કહિં કહિં ભ્રમરે ચુમી લીધેલાંને
અવતંસ કરીને કર્ણે ધરતી પ્રમદા શિરીષ–કુસુમોને. ૪

**સૂત્રધાર**—આર્યે, બહુ સારૂં ગાયું! અહો, તમારા રાગમાં મોહ પામેલી ચિત્તવૃત્તિવાળો રંગમંડપ તો ચિત્રવત્ થઈ ગયો! ત્યારે હવે કયું પ્રકરણ લઇને એની આપણે આરાધના કરીશું?

**નટી**—આપે હમણાં જ આજ્ઞા કરી હતી ને, કે અભિજ્ઞાન શકુંતલ નામનું નવું નાટક ભજવી બતાવવું.

**સૂત્રધાર**—આર્યે, ઠીક તમે સંભારી આપ્યું. આ ક્ષણે તો હું એ કેવળ વિસરી જ ગયો હતો. કેમકે

---

૧. ગ્રીષ્મની શરૂઆતનું આ મનોહર વર્ણન એ ઋતુમાં સ્વભાવે જ ઉદ્ભવતા મનુષ્યના અસાધારણ વ્યવહારનું અદ્ભૂત ચિત્ર ખડુ કરે છે. આ ચમત્કાર જે દેશમાં આ રૂતુનું દર્શન સરખુ પણ નથી ત્યાં વધારે ચિત્તાકર્ષક બને છે.

અનુષ્ટુભ્.

[1]તણાયો! ચિત્ત વેંધી હું તારા સંગીત રાગથી
જેમ દુષ્યન્ત રાજા આ વેગવાન મૃગે કરી. ૫

(બન્ને જાય છે.)

(પ્રસ્તાવના)

(પછી હાથમાં બાણ ચઢાવેલા ધનુષ્યવાળો મૃગની પાછળ પડેલો રાજા અને સારથી રથમાં બેસીને પ્રવેશ કરે છે).

**સારથી**—(રાજાને અને મૃગને જોતો જોતો) આયુષ્મન્

અનુષ્ટુભ્.

[2]ચઢયેચાપ તને જોઉં ને જોઉં કૃષ્ણસારને
સાક્ષાત્ પિનાકિને દેખું પડેલા મૃગ પાછળે. ૬

**રાજા**—સારથી, આ સારંગે તો આપણને બહુ દૂર ખેંચી આણ્યા! વળી આ હજુય પણ

સ્રગ્ધરા.

ગ્રીવાભંગે રૂપાળો વળી વળી ધસતે દૃષ્ટિ બાંધી રથે આ
સંકોચાતો પુઠેથી શરપતન ભયે આગલા અંગમાં હા!
અર્ધા ચાવેલ થાકે વિહ્વલ મુખથી આ ગેરવ્યાં દર્ભ રસ્તે
દોડયો જાતો ફલંગે, ભૂમિ તળ અડક્યો કૈંક, ઉડયો અગાસે. ૭

(આશ્ચર્ય પામીને) આમ કેમ વારૂ! આ હું એની પાછળ ધસ્યો જ જાઉં છું છતાં એ દેખાવો પણ મુશ્કેલ થઇ ગયો!

**સારથી**—આયુષ્મન્, ભૂમિ જરા ખાડાખૈયા વાળી હતી એટલે લગામ તાણી ઝાલી રથનો વેગ મેં ધીમો પાડયો હતો તેથી જ એ મૃગ બહુ દૂર નીકળી ગયો. હવે આ સપાટ જમીન ઉપર આવતાં તેને પકડી પાડવામાં આપને જરાય વાર નહીં લાગે.

---

૧. સરખાવો. મણિલાલનું
"મોહ પામ્યું હતું મારૂં ચિત્ત ગાયન રાગથી
જેમ દુષ્યન્ત રાજાનું વેગવાળા મૃગે થકી."

૨. પિનાકિને એટલે પિનાક નામનું ધનુષ્ય છે જેના હાથમાં એવા શંકરને. શંકરનું "પિનાકિ" એ નામ વાપરી રાજાની સાથની સરખામણીમાં સંપૂર્ણ ઉપમા સાધવાનો ઉદ્દેશ છે અને ભાષાન્તરમાં પણ તેથી જ એ નામ કાયમ રાખ્યું છે.

**રાજા**—ત્યારે છોડી દે લગામ.

**સારથી**—જેવી મહારાજની આજ્ઞા. (રથનો વેગ જોઈ) આયુષ્મન્ જુવો જુવો આ ઘોડા.

ઉપધરા

[1]છૂટી લગામ મુકતાં તન નાખી દેતા
નિષ્કંપ ચામરઅણિ કરી કાન ઉંચા
પોતે ઉરાડી રજ તેય ધપી જતા આ
જાણે ખમે ન મૃગવેગ ઉડી રહ્યા શા! ૮

**રાજા**—ખરી વાત! આતો સૂર્યના અને ઇંદ્રનાય ઘોડાથી વધી ગયા! કેમકે

**વસંતતિલક.**

હતું જોતાં ઝીણું થતું વિપુલ તે એક ક્ષણમાં
અને વચ્ચે જૂદું પલકમહિ સંધાઇ જતું જ્યાં
વળી વાંકું અંગે દિસતું પણ તે એક સરખું
ન મારે પાસે કે અતુલ રથ વેગે દૂર કશું! ૯

સારથી, જો આ એને વીંધી નાંખું છું. (એમ કહી શર ચઢાવે છે.)

(પડદામાં)

હાં! હાં! રે રાજન્, આતો આશ્રમનો મૃગ છે. એને ન મરાય, ન મરાય!

[2]**સારથી**—(સાંભળીને અવલોકન કરી) આયુષ્મન્, આ તમારા બાણની ચોટે ચઢેલા કૃષ્ણમૃગની આડે કોઇ તપસીઓ આવીને ઉભા છે.

**રાજા**—(ઓચિંતો) ત્યારે તો ઘોડાને તાણી ઝાલ.

**સારથી**—જેવી આજ્ઞા (રથ ઉભો રાખે છે)

(પોતાની સાથે બીજા બેને લઇને વૈખાનસ પ્રવેશ કરે છે)

**વૈખાનસ**—(હાથ ઉંચા કરી) હે રાજન્ આ મૃગ તો આશ્રમનો છે. તે મારવા યોગ્ય નથી; એને મરાય નહીં.

---

૧. સ. વિક્રમોર્વશિ. અંક. ૧. શ્લોક ૪.

૨. આર્ય જીવનનું અતિ ઉચ્ચ અને અનુકરણીય સર્વાંગી ચિત્ર કાલિદાસે પોતાની અદ્ભુત કાવ્યશક્તિથી પોતાની તેમજ આર્ય દેશની અચળ કીર્તિ સ્થાપન કરી શાકુંતલમાં ચિતર્યું છે.

માલિની.

નહિ નહિ શર નાખ્યો આપનો આમ છાજે
મૃદુલ મૃગ શરીરે અગ્નિશો પુષ્પ પુંજે,
ચપલ હરણનું ક્યાં જીવવું આપના ને
કઠિન શર પ્રહારો વજ્ર શા તિક્ષ્ણ ક્યાં તે. ૧૦

અનુષ્ટુભ્.

તો ઉતારો ચઢાવેલું આપનું ચોટ બાણ આ,
પીડયાને પાળવા શસ્ત્ર રાંકને નહિ મારવા. ૧૧

**રાજા**—આ ઉતારી નાખ્યું. (તે પ્રમાણે કરે છે)

**વૈખાનસ**—પુરૂવંશના કુલદીપક આપને તો એમ જ ઘટે.

અનુષ્ટુભ્.

જન્મ તારો પુરૂવંશે યોગ્ય આ તુજ કાર્ય છે,
એવા ગુણે ભર્યો પુત્ર ચક્રવર્તી થજો તને. ૧૨

**બીજા બે જણા**—(હાથ ઉંચા કરી) સર્વથા આપને ચક્રવર્તી પુત્ર હજો.

**રાજા**—(પ્રણામ કરી) આપની આશિસ્ માથે ચઢાવું છું.

**વૈખાનસ**—રાજન્, અમે સમિદ્ વીણવા નીકળ્યા છીએ. પેલો માલિનીના તીર ઉપર આવેલો કુલપતિ કણ્વ રૂષિનો આશ્રમ છે. બીજા કાર્યમાં આપને અડચણ ન થાય તો આપ ત્યાં પધારી આતિથ્યનો સ્વીકાર કરશો; વળી

ગીતિ.

[1]રમ્ય તપોધન રૂષિની થતી ક્રિયા નિર્વિઘ્ન જોઇ જોઇ
જાણીશ ક્યાં સુધી મુજ ભુજ આંટણઅંકિત કરી રહ્યો રક્ષા. ૧૩

**રાજા**—કુલપતિ પોતે અહીં ઘેર છે કે?

**વૈખાનસ**—અતિતિ સત્કારનું કાર્ય પોતાની પુત્રિ શકુંતલાને સુંપીને હમણાં જ એ તેના પ્રતિકૂળ દૈવની શાન્તિ કરવા સોમતીર્થ ભણી ગયા છે.

---

૧. તું જાણી શકીશ કે મારો (પોતાનો) હાથ ક્યાં સુધી રક્ષા કરી રહ્યો છે. અહીં જ્યારે વૈખાનસની રાજા પ્રતિ આ ઉક્તિ છે ત્યારે સાધારણ રીતે 'તુજ' હાથ ક્યાં સુધી રક્ષા કરી રહ્યો છે એમ મૂકવાથી અર્થ વધારે સરળ થાત પણ કવિએ ખાસ "મુજ" એ શબ્દ મુકીને ધર્મ પાલકત્વનો રાજાને આનંદ સાથે ગર્વ થવો યોગ્ય છે એ ભાવનું સૂચન કર્યું છે.

**રાજા**—ઠીક એ શકુંતલાને જ હું મળીશ; ઋષિપ્રત્યેનો મારો ભક્તિભાવ એ મહર્ષિને વિદિત કરશે.

**વૈખાનસ**—અમે ત્યારે રજા લઇએ. (શિષ્ય સાથે જાય છે)

**રાજા**—સારથી, ઘોડા હાંક. પુણ્ય આશ્રમનાં દર્શન કરી આપણે પાવન થઇએ.

**સારથી**—જેવી આયુષ્માનની આજ્ઞા. (રથ વેગથી હાંકે છે)

**રાજા**—(ચોતરફ જોઇ) સારથી, વગર કહ્યે જ જણાઇ આવે છે કે તપોવનનો આ આશ્રમ ભાગ છે.

**સારથી**—શાથી વારૂ ?

**રાજા**—કેમ નથી જોતા આ? અહીં

**શાર્દૂલ.**

[1]પંખીનાં તરૂકોતરેથી ગરતાં સામો પડયો આ રહ્યો,
ઇંગૂદી ફળ ફોડીં હોય કરીયા આ ચીકણા પત્થરો,
જો, વિશ્વાસ પડયે ખસે નહિ જરી શબ્દો શુણી આ મૃગો,
છંટાયો જળમાર્ગ આ દદડતાં ભીનાં લીધાં વલ્કલો. ૧૪

**સારથી**—ખરે બધુંય એમ જ છે.

**રાજા**—(થોડુક જઇને) [2]તપોવનમાં વસનારાંને જરાય અડચણુ થાય નહીં માટે રથને અહીં જ ઉભો રાખ, હું ઉતરી પડું છું.

**સારથી**—લગામ ખેંચી રાખી છે. આપ કરારે ઉતરો.

**રાજા**—(નીચે ઉતરી) [3]સારથી, વિનયભર્યા સાદે વેશે તપોવનમાં પેસવું જોઇએ તેથી લે આ ઝાલી રાખ. (એમ કહી ઘરેણાં તથા ધનુષ્ય ઉતારીને સારથીને આપે છે) સારથી, હું આ આશ્રમવાસીને મળીને પાછો આવું એટલામાં ઘોડાને નવરાવી કરી સ્વસ્થ કરજે.

---

૧. કેવળ વિષય ભોગ અને જડવસ્તુના વિભવમાં જ જનસમાજનો ઉત્કર્ષ સમજનારા કેળવાયેલા વર્ગની દૃષ્ટિએ આ જીવન કેવળ જંગલી અનાર્ય પ્રજાના જેવું લાગશે. આર્યજીવનની ઉત્કૃષ્ટતા સમજનારા રાજાની દૃષ્ટિ આ જીવનમાં પાવનકારક પવિત્રતા દેખે તો તેવો કેળવાયલો વર્ગ ક્ષમા કરશે.

૨. રાજ્યસત્તાથી નિર્દોષને જરાય અડચણુ ન થાય તેની કેટલી બધી કાળજી !

૩. આખા રાષ્ટ્રની વિભૂતિ બ્રહ્મવિદ્યાના ઉપાસક આર્ય જીવનને આટલું બધું માન આપે તે ઉભયની વિવેકભરી ઉત્કૃષ્ટતાને શોભાસ્પદ છે.

**સારથી**—વારૂ મહારાજ. (જાય છે)

**રાજા**—(પરિક્રમણ કરી ચોતરફ જોઇ) આ રહ્યું આશ્રમમાં પેસવાનું દ્વાર. ચાલ ત્યારે અંદર પેસું. (અંદર પેસી કાંઈ સુકન થયા હોય તેમ નિમિત્ત બતાવી)

**ગીતિ.**

શાન્ત દિસે આશ્રમ, ને, ફરકે ભુજ અહીં હશે શું ફળ એનાં ?
અથવા સર્વે સ્થળમાં ઉઘડે દ્વારો થનાર ભાવીનાં ! ૧૫

(પડદામાં)

,આમ, સખીયો, આમ—

**રાજા**—(કાન દઇને) અરે ! આ વૃક્ષઘટાની દક્ષિણ બાજુએ કોઈ વાત કરતું હોય એમ જણાય છે ! લાવ ત્યારે એ તરફ જાઉં. (પરિક્રમણ કરીને તપાસતાં) હાં ! આ તો તપસ્વી કન્યાઓ સરખે સરખી ઘડુલીયો લેઇ બાલવૃક્ષને પાણી પાવા આ તરફ આવતી જણાય છે. (બરોબર અવલોકન કરી) અહો ! શું એમનું મધુર દર્શન !

**ગીતિ.**

અંતઃપુરદુર્લભ આ વનવાસીનું હોય કલેવર તો
પાડી ગુણમાં ફીકી બાગલતાને ખરે વનલતાએ. ૧૬

ત્યારે આ છાયાને ઓથે અહીં ઉભો રહીશ. (એમ જોતો ઉભો રહે છે)

(ઉપર કહ્યા પ્રમાણે વ્યવહાર કરતી શકુંતલા સખીયો સાથે પ્રવેશ કરે છે)

**શકુંતલા**—આમ, સખીયો આમ.

**અનસૂયા**—[1]બ્હેન શકુંતલા, તારા કરતાંય આ આશ્રમના છોડ તાત કાશ્યપને વધારે પ્રિય હશે વારૂ ! જોને, એમના ક્યારા ભરવાનું કામ આ મોગરાની કળીના જેવી કોમળ તનેય પણ સુંપ્યું છે.

---

૧ અનસૂયા ગંભીર અને વિચારશીલ છે, એનો તર્ક ભાગ્યે જ ખોટો પડે છે. પ્રિયવંદા રમતીઆળ અને ટીખળી બુદ્ધિવાળી છે; બુદ્ધિ તીવ્ર છે એટલે પ્રસંગને અનુસરી એની બુદ્ધિને તરત માર્ગ જડે છે. બન્નેય સખીયોનો શકુંતલા ઉપર અતુલ પ્રેમ છે. એમના પોતાના સુખ કરતાં શકુંતલાનું સુખ સાધવામાં જ એમને આનંદ પડે છે. ઉત્તમ મિત્રભાવના સર્વે સદ્ગુણો આ બન્ને સખીયોમાં કાલિદાસે પ્રકટ કર્યા છે.

**શકુન્તલા**—પિતાજીએ સુંપ્યું છે એટલું જ નહિ; મારો એમના ઉપર સહોદર ભાવ પણ છે.

**રાજા**—શું આજ કણ્વઋષિની દીકરી કે? ત્યારે તો ખરે ભગવાન્ કાશ્યપે આને આશ્રમધર્મમાં લગાડી એ અયોગ્ય જ કર્યું છે.

**વંશસ્થ.**

[1]સ્વભાવથી સુંદર આ શરીરને
ચહે કદિ વૃત્તિ તપે સધાવવા
ખરે ઋષિ તે લઇ પદ્મ ધારને
શમીલતા છેદનમાં મથી રહ્યા! ૧૭

ઠીક છે, ત્યારે તો આ ઝાડને ઓથે રહીને જ નિરાંતે એને હું જોઇશ. (એમ કરે છે)

**શકુંતલા**—સખિ અનસૂયા, જોને આ પ્રિયંવદાએ વલ્કલ બહુ તાણી બાંધ્યું છે; મને એ નડે છે તેથી જરા એને ઢીલું કર.

**અનસૂયા**—ઠીક (ઢીલું કરે છે)

**પ્રિયંવદા**—(હસીને) પયોધરને વિસ્તારનાર તારા યૌવનનો વાંક કાઢ ને! મારો વાંક શું કરવા કાઢું છું.

**રાજા**—વલ્કલ આ ઉમ્મરને ઘણું અઘટતું તો છે પરંતુ અલંકારની શોભામાં એ વૃદ્ધિ નથી કરતું એમ નથી, કેમકે

**માલિની.**

[2]કમળ સર ઉગેલું રમ્ય શેવાળથીય,
મલિન હરણવાળો ચંદ્ર શોભે ઘણુંય,
મનહર શિ! કૃશાંગી પ્હેરતાં વલ્કલોય!
મધુર રૂપ ભર્યાંને શોભતું શું ન થાય? ૧૮

---

૧ આવું સુંદર શરીર તપશ્ચર્યા યોગ્ય નથી. એને તપશ્ચર્યામાં યોજવાનો પ્રયત્ન તો કમળપત્રની ધારથી શમીલતાને કાપવા જેવો નિષ્ફળ જ થવાનો.

૨ (૧) "ય"–પણ–વળી–અપિ. (૨) "ય"–નિશ્ચયાર્થે. "નિશ્ચયાર્થવાળો"-'જ' અને આ "ય" માં આટલો ફેર છે કે જ+પણ="ય". (૩) "ય"–પણ. (૪) થાય–ય એ થાય ક્રિયાપદનો ભાગ છે. સાધારણ રીતે શેવાળ, લાંચ્છન, વલ્કલ આદિ શોભામાં ક્ષતિ કરે છે પરંતુ એની એજ ઉપાધિયો સુંદર વસ્તુઓના સંગે એમાં ક્ષતિ કરવાને બદલે અલંકાર જેવાં બને છે.

**શકુન્તલા**—(આગળ જોઇને) વાયે હલાવેલાં પલ્લવરૂપી આંગળીથી પેલો બાલ કેસરવૃક્ષ જાણે મને વ્હેલી વ્હેલી ત્યાં બોલાવે છે માટે હું એની સંભાળ લઉં.

(એમ કહી એ તરફ વળે છે)

**પ્રિયંવદા**—અલી શકુંતલા, ક્ષણેક ત્યાંજ ઉભી રહે, કેમકે તું એની કને હોવાથી એ કેસરનો છોડ લતાની સાથે સજોડે ઉભો હોય એમ શોભે છે.

**શકુંતલા**—ખરે આમજ તું પ્રિયંવદા કહેવાઈ તો!

**રાજા**—પ્રિયંવદાએ શકુંતલાને પ્રિય કહ્યું તેમજ સત્ય કહ્યું છે. ખરે એના

**ગીતિ.**

અધર કળી સમ રાતા કોમળ ડાંખળીં સમા રહ્યા બાહૂ
નવ યૌવન શું ખીલ્યું સર્વાંગે ફુલ સમાન લોભવતું. ૧૯

**અનસૂયા**—અલી શકુંતલા, આંબાની સ્વયંવર વધુ આ નવમાલકા, તેંજ એનું નામ "વનજ્યોત્સ્ના" પાડ્યું છે. એનેજ તું વિસરી ગઈ કે?

**શકુંતલા**—ત્યારે તો મારી જાતનેય હું વિસરી જઇશ. (લતાની પાસે જઇ તેને તપાસતી) અલી, ખરે! આ લતાવૃક્ષના જોડાનો સંયોગ બહુ રમણીય કાળે થયો છે. વનજ્યોત્સ્ના નવા કુસુમના યૌવનમાં આવી ગઇ છે, અને આ આંબોય ચળકતી તાજી કુંપળો ફુટવાથી ઉપભોગ કરવાયોગ્ય થઇ રહ્યો છે. (જોતી ઉભી રહે છે)

**પ્રિયંવદા**—અનસૂયા, તું કાંઈ જાણું છું કે? આ શકુન્તલા વનજ્યોત્સ્નાને કેમ આવડી નિહાળી નિહાળીને જુવે છે!

**અનસૂયા**—કાંઈ કળાતું નથી. કહે જોઇએ.

**પ્રિયંવદા**—એતો જેમ આ વનજ્યોત્સ્ના પોતાને અનુકૂળ વૃક્ષ પામી તેમ હું પણ મારે અનુકૂળ વર પામુઃ એમ.

**શકુંતલા**—તમારાજ મનમાં એવો મનોરથ હશે. (એમ કહી કળશમાંથી પાણી રેડે છે)

**રાજા**—ખરે, કુલપતિની વિજાતીય પત્નિથી તો એ ઉત્પન્ન થએલી નહીં હોય? અથવા સંદેહ શા માટે?

**વંશસ્થ.**

[1]ખરેજ આ ક્ષત્રિય લગ્ન યોગ્ય છે
ચહી રહ્યું જો મુજ આર્ય ચિત્ત એ;
પડે કદિ શંશય કોઇ વસ્તુમાં
પ્રમાણ છે સંતની ચિત્ત વૃત્તિ ત્યાં. ૨૦

તો પણ ખાતરી પૂર્વક એની હમણાં જ ચોકસી કરી લઇશ.

**શકુંતલા**—(ગાભરી ગાભરી) અરેરે! પાણી રેડતાં ગભરાઈને ઉડેલો આ ભમરો નવમાલિકાને પડતી મૂકી મારા મુખ ઉપર ભમ્યા કરે છે!

(ભ્રમરથી થએલી પીડા બતાવે છે)

**રાજા**—(ઓચિંતો)

**શિખરિણી.**

[2]રહી કંપી વાંકી ચપળ પડતી દૃષ્ટિ અડકયો
ભમી કાને છાની મધુરૂ ગગણી વાત કરતો
રહી વારી હાથે તદપિ રસ પીતો અધરનો
કૃતાર્થો સંભોગે ભ્રમર તું, વિચારે હું રખડયો. ૨૧

**શકુંતલા**—આ દુષ્ટ ઝંપતો જ નથી. હું બીજે કંઇક જતી

---

૧. પોતાના ચારિત્ર્યની શુદ્ધિમાં શ્રદ્ધાવાળો હોઈ અંતઃકરણની પ્રવૃત્તિને રાજા પ્રમાણ રૂપ જ ગણે છે! લોકનું રક્ષણ કરવાવાળા ધર્મિષ્ઠ રાજાની આટલી બધી ઉત્કૃષ્ટ સ્થિતિ અત્યંત આવશ્યક છે. પરંપરાએ ચાલતા આવેલા રાજ્યધર્મનું રક્ષણ કરવા ધર્માધિકારના સ્થાનને શોભાવે એવા આત્માને જન્મ આપવા શંકુતલા પાત્ર જ છે એમ એની ધર્મિષ્ઠ અંતઃકરણની પ્રવૃત્તિએ જ એને પ્રેરણા કરી! આર્યના લગ્નનો એજ ઉચ્ચ આશય છે. વિષયભોગની કલ્પના આવા સંતમાં અસંબદ્ધ છે અને પાંચમા અંકમાં એની આપણને સર્વાંશે પ્રતીતિ થાય છે. અહીંથી ઘણી બારીકાઇથી કરવામાં આવેલી ચોકસી પણ રાજાની આજ ઉચ્ચ વૃત્તિની સાબીતી આપે છે. ઋષિએ એને તપશ્ચર્યામાં યોજી હોય વા એણે તાપસવૃત્તિનો સંકલ્પ કર્યો હોય તો ધર્મિષ્ઠ રાજાને તેનો ભંગ કરાવવો જરાય રૂચતો નથી. આ સર્વેની ખાતરી કરીને જ છેવટે ૨૫ મા શ્લોકમાં કહે છે તેમ હૃદયને એના ભણી વળવા છુટ આપે છે!

૨. શકુંતલા તારાજ ભણી જોઇ રહી છે. એની ચપળ વાંકી દૃષ્ટિનેય અડીને તું કૃતાર્થ થયો. હું તો હજુ એની દૃષ્ટિને પાત્ર પણ નથી થયો! સંભોગનાં ત્રણે અંગો, સ્પર્ષ, ગુપ્ત વાર્તાલાપ અને રસપાન એ સર્વેનો તું ભોક્તા થયો.

રહું. (એકાદ બે ડગલાં ભરી નજર નાંખતાં) આતો અહીંય પાછો આવે છે! અલીઓ! આ દુષ્ટ મધુકરે તો મને કાયર કરી નાખી; તમે મારૂં રક્ષણ કરો.

**બન્ને જણીયો**—(હસીને) અમારૂં તે શું ગજું કે તારૂં રક્ષણ કરીએ! દુષ્યન્તને બોલાવ. તપોવનની રક્ષા તો રાજાએ કરવાની છે.

**રાજા**—પ્રકટ થવાનો આ ઠીક લાગ મળ્યો. બ્હીશોના બ્હીશોના (એમ અરધું બોલતાં અચકી, મનમાં) પણ એમ તો હું રાજા છું એ જણાઇ જાય. ઠીક ત્યારે આમજ બોલીશ.

**શકુંતલા**—(એકાદ બે ડગલાં ભરી નજર નાખી) અહીંય વળી એ મારી પાછળ આવે છે!

**રાજા**—(એકદમ પાસે જઇ)

**ગીતિ.**

જ્યાં દુર્જનને દંડી આ વસુધાનુ પૌરવ રાજ્ય કરે
કોણ કરે અવિનય ત્યાં તાપસ જનની યુવાન કન્યાને! ૨૨

(બધીયો રાજાને જોઇને સ્હેજ ગભરાય છે)

**અનસૂયા**—આર્ય કાંઇ ભય જેવું નથી; એતો આ અમારી સખીને ભ્રમરે જરા કાયર કરીને બ્હીવરાવી. (એમ કહી શકુન્તલાને બતાવે છે)

**રાજા**—(શકુન્તલા ભણી ફરી) તમારાં તપ તો ઠીક ચાલે છે? (શકુન્તલા એકદમ સ્તબ્ધ થઈ ઉભી રહે છે)

**અનસૂયા**—હવે આપ સરખા અતિથિના મેળાપથી વિશેષ. બ્હેન શકુંતલા પર્ણકુટિમાં જઈ થોડાંક ફળ અને અર્ધ્ય લઇ આવ. આ જળનું પાદોદક થશે.

**રાજા**—આપની આવી પ્રિય અને મીઠી વાણીએજ મારૂં આતિથ્ય કરી લીધું.

**પ્રિયંવદા**—ત્યારે આ ઘીચ છાયાથી શીતળ રહેલી સપ્તપર્ણ વૃક્ષની વેદિકા ઉપર ક્ષણેક પધારો અને આપનો થાક ઉતારી વિશ્રાન્તિ લ્યો.

**રાજા**—તમેય પણ આ કામ કરીને થાકી ગયાં હશો.

**અનસૂયા**—બ્હેન શકુંતલા અતિથિની પાસે બેસવું ઘટિત છે. આવ અહિં બેસીએ. (બધાં બેસે છે)

**શકુંતલા**—(મનમાં) કેમ વારૂ આમને જોઇને મને આ તપોવન વિરોધી વિકાર થવા લાગ્યા!

**રાજા**—[1](બધાંયને જોઈ) અહો! સમાન વયરૂપે કરી તમારી મૈત્રિ બહુ રમણીય લાગે છે.

**પ્રિયંવદા**—[2](બાજુએ) અનસૂયા, આ કોણ હશે વારૂ? એમની આકૃતિ બુદ્ધિમાન અને ગંભીર છે, એમનું ભાષણ ચતુર અને પ્રિય છે; કોઈ પ્રતાપી પુરૂષ જણાય છે.

**અનસૂયા**—સખિ, મનેય પણ કંઇક કૌતુક લાગે છે. લાવ, ત્યારે એમને પૂછું. (મોટેથી) આપની મધુર વાણીથી પડેલા વિશ્વાસે આપને જરાક પૂછું છું. કયા રાજર્ષિ વંશને આપ અલંકૃત કરો છો? કયા દેશના લોકને આપના વિરહથી ઉત્કંઠિત કર્યા છે? આટલા સુકુમાર છતાં શાથી વારૂ તપોવનમાં આવવા જેટલો આપને પરિશ્રમ લેવો પડયો?

**શકુંતલા**—(મનમાં) હૃદય, અધીરૂં ન થા; તારાજ મનની વાત અનસૂયા પૂછી લે છે.

**રાજા**—(મનમાં) ત્યારે હવે મારૂં ઓળખાણ પાડી દઉં કે ગુપ્ત રહું? ઠીક આમ જ કહીશ. (મોટેથી) ભવતિ, પુરૂવંશના રાજાએ ધર્માધિકારે મને સ્થાપેલો છે તેથી ધર્મક્રિયા નિર્વિઘ્ન ચાલે છે કે કેમ તે જોવાને હું આ ધર્મારણ્યમાં આવ્યો છું.

**અનસૂયા**—આ ધર્મચર્યા કરવાવાળાં હવે સનાથ થયાં.

(શકુંતલા શૃંગાર લજ્જા દેખાડે છે)

**બન્ને સખીયો**—(બન્નેની ચેષ્ટાથી મનની વાત કળી લઇ બાજુએ) બ્હેન શકુન્તલા જો આજ અહીં પિતાજી હોત તો—

**શકુંતલા**—તો શું થાત?

**સખીયો**—આમના જેવા મોટા અતિથિને પોતાનું સર્વસ્વ આપીનેય સંતોષત.

---

૧. છઠ્ઠા અંકમાં પણ રાજાનું ચિત્ર જોઈ સમાન વય રૂપ હોવાથી સખીયોમાંથી શકુન્તલાને ઓળી કાઢવાની વિદુષકને પડેલી મુશ્કેલી અસ્થાને નથી.

૨. અહીં સખીયોએ પ્રસંગને યોગ્યજ ગંભીર વિચાર અને ગાંભીર્ય ભરી મધુર ભાષા વાપરી છે.

**શકુંતલા**—જાવ તમે ! મનમાં કાંઇક ધારીને આમ બોલો છો. મારે તમારૂં સાંભળવું નથી.

**રાજા**—અમેય ત્યારે આપની સખીના સંબંધી કાંઇક પૂછીએ.

**સખીયો**—મહારાજ, એ તો આપની મોટી કૃપા જ કે આપ એવું અમને પૂછો.

**રાજા**—અમે તો એમ જાણીએ છીએ કે ભગવાન કાશ્યપ આખો કાળ બ્રહ્મચર્યામાંજ રહે છે, તો આ તમારી સખી એમની પુત્રિ એમ કેમ બને ?

**અનસૂયા**—સાંભળો મહારાજ. એક કૌશિક એવા ગોત્રના નામવાળા ઉગ્ર પ્રભાવભર્યા રાજર્ષિ હતા.

**રાજા**—હા, હતા, સાંભળ્યું છે.

**અનસૂયા**—તે આ અમારી પ્રિય સખીના જનક પિતા થાય. એને ત્યજી દીધી હતી ત્યારે ઉછેરીને મોટી કરનાર એના પિતા કાશ્યપ થયા.

**રાજા**—ત્યજી દીધેલી એમ કહો છો તેથી આશ્ચર્ય લાગે છે, માટે મૂળથી જ એ હકીકત સાંભળવાની ઇચ્છા છે.

**અનસૂયા**—સાંભળો મહારાજ. પૂર્વે ગૌતમી તીરે એ રાજર્ષિએ ઉગ્રતપ આરંભ્યું હતું ત્યારે કેટલાક દેવના મનમાં ડર લાગ્યો અને એમણે તેમના તપમાં ભંગ પાડનારી મેનકા નામની અપ્સરાને ત્યાં મોકલી.

**રાજા**—[1]હા ! બીજાની સમાધિથી બ્હીવાનો દેવલોકનો સ્વભાવ જ છે !

---

૧. આ સત્ય વારંવાર પુરાણ કથાઓમાં આપણી દૃષ્ટિ ઉપર આણવામાં આવ્યું છે. દેવનો આવો સ્વભાવ એમના ઉત્કૃષ્ટ ભાવની વિરૂદ્ધ છે અને તેથી રહસ્ય એમ સમજાય છે કે સાધારણ પ્રવર્તતા સૃષ્ટિના નિયમોમાં જ્યારે અમુક પ્રબળ વ્યક્તિ ફેરફાર કરી સૃષ્ટિના માર્ગને વધારે ઉત્કૃષ્ટ ગતિએ મુકવા મથે છે ત્યારે તે સર્વ ચાલી રહેલા નિયમની પ્રણાલિકાની સાથે સંગત ન હોવાથી એની વિરૂદ્ધ વર્તે છે અને એ વ્યક્તિની તમામ ઉત્કૃષ્ટ શક્તિને એવી રીતે ખીલવે છે અને પછી તરત એણે દોરેલા માર્ગમાં જ એ દેવગણ પ્રવર્તે છે એટલે સર્વ દેવમાં તે વ્યક્તિને અતિ ઉચ્ચ સ્થાન

**અનસૂયા**—પછી વસંત ઋતુની શરૂઆતમાંજ ઉન્માદ કરાવે એવું એનું સ્વરૂપ જોઇ (એમ અર્ધું બોલી લજ્જાથી બંધ રહે છે)

**રાજા**—બાકીનું તો સ્પષ્ટ જ છે. ત્યારે એ અપ્સરાથી જન્મી છે એમ!

**અનસૂયા**—હા જી.

**રાજા**—યોગ્ય જ છે.

અનુષ્ટુભ્.

[1]ક્યાંથી વા આપણી સ્ત્રીથી આવડું રૂપ સંભવે,
પૃથ્વીથી જળહળી જ્યોતિ તેજની ભરી ના ઉઠે.

[2](શકુંતલા નીચું જ જોઇ રહે છે)

**રાજા**—(મનમાં) [3]મારા મનોરથને કાંઇક અવકાશ મળ્યો ખરો. પણ સખીની મશ્કરીમાંથી જણાયલી એની વરઅભિલાષા જોઇ શંકા પડયે મારૂં મન હિંમત ધરતું નથી.

---

મળે છે. સૃષ્ટિના બારીક અવલોકનથી જડેલા આ સત્યને દીર્ઘ દૃષ્ટા કવિયોએ આવું સુંદર રૂપ આપી દેવલોકના સ્વામી ઈન્દ્રના ઈર્ષાળુ સ્વભાવ તરીકે પુરાણોમાં વર્ણવ્યું છે.

૧. જેમ વિદ્યુત્નો ચમકારો તો આકાશમાં જ ઉદ્ભવે તેમ આવું લાવણ્ય પણ સ્વર્ગમાંજ લભ્ય હોઇ શકે. પૃથ્વીમાંથી વિદ્યુત્નો ચમકારો જેમ અસંભવિત છે તેમ મૃત્યુલોકમાં આ સૌન્દર્ય પણ અલભ્ય જ.

૨. કેટલો સુંદર અનુભાવ!—

૩. રાજાની આ ઉક્તિ સમજવી જરા કઠિન છે. રાજાનું મન હિંમત ધરતું નથી; શા કારણથી? ઉક્તિના બે અર્થ થાય એમ છે. એકતો વરપ્રાર્થનાના ભાવની સખીયોએ કેવળ મશ્કરી જ કરી એટલે કે આવા તપોવનમાં રહેનારના લગ્ન સંબંધી વાતજ શી? બીજો અર્થ એ કે મશ્કરીમાં લગ્નભાવના કહી દેખાડી તેના ઉત્તરમાં શકુંતલાએ એમ જ કહ્યું કે 'તમારા જ મનનો એવો મનોરથ હશે' એટલે મારા મનનો નહીં, એ સાંભળી રાજાના મનમાં શંકા ઉત્પન્ન થવાનું કારણ છે. આ બંને અર્થ રાજાની ઉક્તિમાંથી નીકળે તેમ છે. પહેલો અર્થ સંબંધને યોગ્ય નથી. આગળ સખીયોએ લગ્નભાવની મશ્કરી કરી કાઢી હોય એમ જણાતું નથી. લગ્ન તો તપોવનમાં પણ થતાં જ કારણ કે ચોથા અંકમાં આજ સખીયોને પરણાવવાની છે એમ કહ્યું છે, એટલે લગ્નનો સંબંધ આરણ્યક વૃત્તિને ત્યાજ્ય છે એમ કહી શકાય

**પ્રિયંવદા**—(હસતી હસતી શકુંતલા સામું જોઇને રાજા સન્મુખ ઉભી રહી) આપને વળી કાંઇક કહેવું છે ખરૂં?

(શકુન્તલા સખીને આંગળીએ તરછોડી કાઢે છે.)

**રાજા**—આપે ઠીક વર્તી કાઢ્યું! સચ્ચરિત સાંભળવાના લોભે વળી બીજુંય કાંઇકિ તમને પૂછું તો?

**પ્રિયંવદા**—એમાં વિચાર શો કરવો. તપસ્વી જનને પૂછવામાં કોઇ પ્રકારનો પ્રતિબંધ નથી.

**રાજા**—તમારી સખીનું આટલું જાણવા ઇચ્છું છું.

**વસંતતિલક.**

[1]ધારી રહી મદનરંગ વિરૂદ્ધ વૃત્ત
તે માત્ર લગ્ન સુધી તાપસનું હશે જ?
કે ઠેઠ અંત સુધી સુંદર લોચનાળી
રે'શે સખી થઈ શું રમ્ય મૃગાંગનાની? ૨૪

**પ્રિયંવદા**—[2]આર્ય, ધર્મચર્યામાં પણ આ જન પરવશ છે; ગુરૂએ તો લાયક વર મળ્યે એને પરણાવી દેવાનો સંકલ્પ કર્યો છે.

---

નહી. સખીયોની આખી વાર્તા ઉપરથી પણ એમજ સ્પષ્ટ સમજાય છે. ત્યારે બીજો જ અર્થ ઘટી શકે છે. શકુંતલાએ ઉત્તરમાં કહેલું છે તે શકુંતલાના પોતાના મનના સંબંધે શંકા કરાવવા જેવું છે તેથી જ રાજા આગળ પ્રશ્ન મૂકી ચોખ્ખું કરે છે અને તેમાં શકુંતલાના પોતાના જ મનના ભાવ સંબંધે તજવીજથી એ જાણી લે છે.

૧. મૂળમાં પોતાની આંખના જેવી જ સારી મૃગાંગનાની આંખ છે તેથી એને મૃગાંગના બહુ પ્રિય છે એમ અર્થ છે. એ અર્થને સુંદર લોચનાળી એટલા વિશેષણથી ઉપજાવી કાઢવાનો પ્રયત્ન કર્યો છે, અને તે અર્થને મૃગાંગનાની સાથે 'રમ્ય' વિશેષણ જોડી કાલિદાસના હાર્દને ઉતાર્યું છે. આમ કરવાથી રાજાના હૃદયનું શકુંતલા પ્રતિનું આકર્ષણ 'સુંદરલોચનાળી' વિશેષણથી ધ્વનિત થાય તોજ મૃગાંગનાને 'રમ્ય' કહી તેની સાથેની મૈત્રિ પણ યોગ્ય છે એમ જણાવી રાજાનું તાટસ્થ્ય જાળવી રખાય; અને એવું તાટસ્થ્ય આ સ્થળે આવશ્યક છે. વળી 'મૃગાંગના' શબ્દ મૂકી એવા તાપસ જીવનની શકુંતલાને અંગે અશકયતા સૂચવી છે કારણ કે એની સખીયો મૃગની સ્ત્રી તરીકે રહે તો એમનો સંગ પણ શકુંતલાને વગર પરણ્યે નહીં જ રહેવા દે; અર્થાત્ કામ વિકારને પ્રેરશે.

૨. ધર્મચર્યા કરવી ન કરવી એ એના પોતાના હાથમાં નથી. ગુરૂની ઇચ્છાનુસારજ એનું જીવન છે. ગુરૂએ તો એને યોગ્ય વરની સાથે પરણાવવાનો સંકલ્પ કર્યો છે.

**રાજા**—( મનમાં ) [1]આટલી ઇચ્છા પૂરવી તો કાંઇ કઠિન નથી.

**ગીતિ.**

અભિલાષ હૃદય જા કરતું રહ્યો હવે ના જરાય સંદેહ,
જેને અગ્નિ ગણતું તે અડાય એવું નિકળ્યું આ રત્ન! ૨૫

**શકુંતલા**—( જાણે રોષ કરતી હોય તેમ ) અનસૂયા, હું તો મારે આ ચાલી.

**અનસૂયા**—કેમ વારૂં ?

**શકુંતલા**—આ ઢંગધડા વગરનું પ્રિયંવદા બોલબોલ કરે છે તે ગૌતમીને કહી આવું.

**અનસૂયા**—સખિ, આવા અતિથિનો સત્કાર કર્યા વિનાજ એમને મૂકીને એમ સ્વચ્છંદે જતું રહેવું ઘટિત નથી.

( વગર બોલ્યે શકુંતલા ઉઠીને ચાલવા માંડે છે )

**રાજા**—( એને પકડી રાખવા જતાં મનને ખેંચી રાખી ) ( મનમાં )

**ગીતિ.**

[2]જતાં જતાં મુનિતનયા પાછળ વિનયે સ્હેજ વાર્યો રાખ્યો,
ઉઠયો ન અહીંથી ત્હોયે જાણે જઇને વળી ફર્યો પાછો. ૨૬

**પ્રિયંવદા**—( શકુન્તલાને રોકીને ) બ્હેન તારાથી નહીં જવાય.

**શકુંતલા**—( ભમ્મર ચઢાવીને ) કેમ વારૂ ?

**પ્રિયંવદા**—બે વૃક્ષ સિંચનનું તારી પાસે મારૂં લેણું છે. આમ આવો, એમાંથી છૂટાં થઇને પછી જાવ.

**રાજા**—ભદ્રે, જુવો તો ખરાં, એ બાપડાં પાણી પાઇ પાઇને તો થાકી ગયાં છે, કેમકે એમના

**શાર્દૂલ.**

[3]ઉપાડી ઘટ સ્કંધ છેક નમીયા, રાતી હથેળી થઇ,
થાકે શ્વાસ વધ્યા હજુય સ્તન શા તેથી રહ્યા ઊછળી,
ચોટયું કર્ણ શિરીષ સ્વેદ જળનું જાળું વળ્યે ગાલમાં,
વેણી બંધ છૂટયેથી કેશ વિખર્યા ઝાલી રહી હાથમાં. ૨૭

---

૧. એના મનની હવે ત્રાંઝી પંચાત નહિ રહેતાં રાજાનું ધ્યાન માત્ર વરની યોગ્યતાજ ભણી આકર્ષાય છે અને એ પ્રમાણે કહે છે.

૨. રાજાનું શકુંતલામાં થએલું તન્મય ચિત્ત આ શ્લોકમાં બહુજ આકર્ષક રીતે કાલિદાસે ચિતર્યું છે.

૩. આ રમ્ય ભાવનું અને સ્વરૂપનું હૃદયને પ્રફુલ્લ કરે એવું ચિત્ર રાજાએ પોતે જ ચિત્ર્યું છે અને તેનું વર્ણન વિદૂષક છઠ્ઠા અંકમાં કરે છે.

તો હુંજ એને ઋણમાંથી મુક્ત કરીશ. (એમ કહી વીંટી આપે છે)

(બન્ને જણીયો કોતરેલું નામ વાંચી એક બીજા સામું જુવે છે)

રાજા—[1]મને કોઈ બીજો ધારતાં ના. આ રાજાનું ઇનામ છે એટલે મને રાજાનો માણુસ માનો.

**પ્રિયંવદા**—ત્યારે તો આ વીંટીને એ આંગળીનો વિયોગ કરાવવો ઠીક નથી. આપના વચનથી જ હવે એ દેવામાંથી મુક્ત થઇ. (જરાક હસીને) બ્હેન શકુંતલા આ આર્યની, અથવા મહારાજની, કૃપાથી તું મુક્ત થઇ. હવે જા તારે જવું હોય તો.

**શકુંતલા**—(મનમાં) મારો જીવ મારા હાથમાં હોય ત્યારે કની? (મોટેથી) તું કોણ મને રજા આપનારી કે રોકનારી?

**રાજા**—(શકુન્તલાને જોઇ મનમાં) જેમ એનામાં મારૂં મન છે તેમ એનું મારામાં હોય તો કેવું સારૂ! અથવા મારી પ્રાર્થનાને અવકાશ તો છે. કેમકે આ

**વસંતતિલક.**

[2]વાતે ભળે ન મુજ વાતની સાથ ત્હોયે<br>
હું બોલું તે સરવ ચિત્ત દઈ શુણે છે;<br>
ખુલ્લી નહીં જ મુજ સન્મુખ એ ઉભી રે'<br>
ત્હોયે ઘણું કરી ન દૃષ્ટિ બીજે ધરે એ. ૨૮.

(પડદામાં)

અરે ઓ તપસ્વિયો, તપોવનનાં પ્રાણીનું રક્ષણ કરવા ભેગા થઇ જાવ. મૃગયાવિહારી રાજા દુષ્યન્ત અહીં છેક પાસે આવ્યા છે.

---

૧. He who excuses himself accuses himself આ અંગ્રેજી ન્યાયના જેવું જ અહીં રાજાને થયું છે. રાજાથી જૂઠું બોલાતું નથી એટલે આવી વાપરેલી અટપટી ભાષામાંથી એ પકડાઇ જાય છે. એ પોતે જ રાજા છે એમ જણાઇ જતાં પ્રિયંવદા તેજ પ્રમાણે એમને સંબોધે છે.

૨. સ્વભાવે શરમાળ પણ સરળ હૃદયવાળી કુલાંગનાની પ્રીતિ દર્શાવતું આ ચિત્ર જેટલું સ્પષ્ટ અને સચોટ (accurate) છે તેટલુંજ તે રમ્ય છે.

### શાર્દૂલ.

ગોટેગોટ ઉડી તુરંગ ખરીએ ઉંચી ચઢી ધૂળ જે
ભીનાં વલ્કલ સુકવેલ તરૂની ડાળો પરે ઊતરે
સંધ્યાના અરૂણ પ્રકાશ મહિ તે શોભી રહી આશ્રમે
જાણે તીડ સમૂહ કૈંક ઉલટી આવી અહીં જો પડે. ૨૯.

વળી આ

### મંદાક્રાન્તા.

[1]ભારે વેગે તરૂ પટકતો ખાંધમાં દન્ત વાગ્યો
ખુંદી વેલા પગથી ગુંચવી તેમને પાશ વીંટ્યો
ધર્મારણ્યે મૃગ વિખરતો વિઘ્નમૂર્તિ સમો જો
પેશે છે આ ગજ ભડકતો જોઇને સ્યંદ એનો. ૩૦.

( કાન દઇ સાંભળીને બધાંય સ્હેજ ગભરાય છે )

**રાજા**—(મનમાં) હા ધિક્! નગરવાસીયો મારી ખોળ કરતા કરતા આ તપોવનમાં પેશીને અડચણ કરે છે. ઠીક ત્યારે હું તરત પાછો વળી જઉં.

**સખીયો**—આર્ય, આવા અરણ્ય વૃત્તાંતથી અમે ગભરાઈ ગયાં છીએ તેથી પર્ણકુટીએ જવાની આજ્ઞા લઇએ.

**રાજા**—(ગભરાટમાં) જાવ ત્યારે તમે. હમેય પણ આશ્રમને અડચણ ન થાય તેમ બંદોબસ્ત કરીશું.

( બધાં ઉભાં થાય છે )

**સખીયો**—આર્ય, અમારાથી આપનો કાંઇ સત્કાર થયો નથી, એટલે ફરી પધારવાની વિનંતિ કરતાં અમે શર્માઇએ છીએ.

**રાજા**—એમ ના બોલો. તમારાં દર્શનથી જ અમારો સત્કાર વળી ગયો.

( શકુંતલા રાજાને જોતી જોતી કાંઇક બ્હાનું કાઢી જરા થોભીને સખીયો સાથે જતી રહે છે )

---

૧. સ્યંદ એટલે રથ.

**રાજા**—નગર તરફ જવાનું મન જ થતું નથી, તેથી સેવક લોકને ભેળાં કરી આ તપોવનની થડમાં જ છાવણી કરીશ. ખરે શકુંતલાની ચેષ્ટામાં પરોવાયલું આ મન હું પાછું વાળી શકતો નથી! કારણ કે આ

**ગીતિ.**

આગળ જાય શરીરને પાછું ભાગે શિથીલ મન મારૂં
સ્હામે પવને લેતાં ધ્વજને તેનું ચિનાંશુપટ જેવું. ૩૧.

**[પ્રથમ અંક સમાપ્ત.]**

# અંક બીજો.

( દુઃખી જણાતો વિદૂષક પ્રવેશ કરે છે )

**વિદૂષક**—( નિશ્વાસ નાખી ) [1]બાપ દીઠું ! આવા મૃગયાના વ્યસનવાળા રાજાની દોસ્તી કરીને તો દુઃખી દુઃખી થઇ ગયો "પેલો રહ્યો મૃગ," "આ ઉભો વરાહ," "અરે પેલો વાઘ" એમ કરતાં કરતાં મધ્યાન્હે પણ ભર ઉનાળામાં અને નામનુંય ઝાડ ન મળે એવા જંગલોમાં ભટકવું પડે છે ! હજાર જાતનાં પાંદડાં પડીને ગંધાતાં અને કસાણાં પર્વત અને નદીના ઝરણાનાં પાણી પાવાં પડે છે. વેળા કવેળાએ ઘણે ભાગે સોયા ઉપર શેકેલા માંસથી જ પેટ ભરવું પડે છે. ઘોડાની પાછળ દોડી દોડીને ઢીલાં થઈ ગએલા ગાત્રવાળાને રાત્રેય નિરાંતે સુવાનું નહીં ! મોટે મળસકે તો રાંડના પારધીયો વન ઘેરી લઇ કોલાહળ મચાવા મૂકે છે એટલે મારાથી જાગી ઉઠાય છે. હવે તો આટલેથીય પતતું નથી. દાઝ્યા ઉપર ડામ દીધા જેવું થયું છે ! ગઇ કાલે જ અમે બધા પાછળ પડી ગયા ત્યાં તો ભાઈસાહેબ મૃગની પાછળ પાછળ આશ્રમમાં પેશી ગયા અને મારા કમનશીબે એમણે ત્યાં એક તાપસ કન્યા શકુંતલા દીઠી. બસ ! હવે તો નગર તરફ વળવાની વાત જ શી ? આજે ય એના ને એના જ વિચારમાં એની એજ આંખે વ્હાણું વાયું ! હવે શી વ્હલે થશે ? હવે તો એ નિત્ય નિયમથી પરવારે એટલે મળું. ( આમ તેમ ફરીને જોઈ ) પેલા, હાથમાં ધનુષ્ય ઝાલેલી અને જંગલી પુષ્પની માળાઓ પ્હેરેલી યવનીયોથી વીંટળાઇને વચમાં ચાલતા પ્રિય મિત્ર અહીંજ આવે છે ને ! ઠીક, શરીર ભાગી ગયું હોય એમ બનીને જ ઉભો રહું. એમ કરતાંય કાંઇ આરામ મળે છે ? (લાકડીને ટેકે અઢેલીને ઉભો રહે છે)

---

૧. પૂર્વના રાજાઓ યુદ્ધકળા શિખવામાં તથા શરીર કસવામાં કેવા કેવા પ્રસંગોનો ઉપયોગ કરતા તે આ અંક ઉપરથી જણાય છે. મૃગયામાં પ્રાણીની ચેષ્ટા ઉપરથી મનુષ્યના વ્યવહારનુ પણ ઘણુંક જ્ઞાન મેળવતા; માત્ર પશુ મારીને જ આનંદ પામતા એમ નહીં. મૃગયામાં પોતાની સાથે કેટલીક સેના પણ રાખતા. જેને sham fight કહે છે તેનો પણ ઉપયોગ કરતા હશે જ. બ્રાહ્મણ સોયા ઉપર શેકેલું માંસ ખાવામાં બાધ સમજતા નહીં. રાજાની સાથે એ પણ જંગલના વિકટ સ્થાનોમાં આથડતા.

( ઉપર બતાવ્યા વેશે રાજા પ્રવેશ કરે છે )

**રાજા—**

### ગીતિ.

[૧]સુલભ ન હોય પ્રિયા એ ત્હોય ભાવ કળી આશ્વાસન મન લે,
થયો ન મદન કૃતાર્થી અભિલાષ ઉભયની પણ રતિ ઉભરાવે. ૧

(જરાક હસીને) આમજ પોતાના અભિપ્રાય જેવીજ ઈષ્ટજનની ચિત્તવૃત્તિ સમજી લેનાર આશકની હાંસી થાય છે.

### શાર્દૂલ.

[૨]નાખી દૃષ્ટિ કહીંક ત્હોય પ્રમદા જોઇ રહી સ્નેહથી,
ચાલી મંદ નિતંબ ભાર થકી તે જાણે વિલાસે ભરી,
રોકી જા નહિ એમ બોલી સખી તો એ બોલી તછોડથી,
એ સર્વે મુજ અર્થ એમ નિરખે હા! કામીની દૃષ્ટિ શી! ૨.

---

૧. **रतिर्मनोनुकूलेर्थे मनसः प्रवणायितं** અનુકૂળ વસ્તુમાં મનનું આકર્ષણ એ રતિ. પ્રિયા મળવી ઘણી કઠિન છે છતાં મન એની પાછળ જ ભમ્યા કરે છે અને તેના ભાવદર્શનમાં આશ્વાસન લે છે; એટલે ભલે એ નહીં મળે તો અડચણ નહીં પણ મારા ઉપર એનો પ્રેમ ભર્યો ભાવ સારો છે એટલું જાણી અને તે સંભારી આશ્વાસન લે છે. અને જો કે મદન કૃતાર્થ થયો નથી છતાંય અન્યોન્યમાં એવી અભિલાષા રહી છે એજ રતિ ઉભરાવે છે, આનંદ કરાવે છે. **तद्भावदर्शनायासि** એવો એક બીજો પાઠ પણ છે. એટલે એનો ભાવ ખોળવાને યત્નશીલ રહે છે. આ પાઠમાં ભાવ જણાયો નથી અને તે જાણવા હજુ નવો પ્રયાસ કરે છે એમ જો અર્થ કરીએ તો આ પાઠ યોગ્ય નથી કારણ કે રાજાને ભાવ જાણવાના પ્રસંગ મળી ચૂકેલા જ છે. પણ એવા જાણેલા પ્રસંગોને યાદ કરી કરી જાણેલા ભાવ તાજા કરી જવાનો પ્રયત્ન કરે છે એમ જો અર્થ કરીએ તો આશ્વાસનના અર્થની સમીપ જ તે અર્થ આવી જાય છે. અને આજ અર્થમાં એ વાક્ય સમજવું યોગ્ય છે તે એની પછીના શ્લોકથી વધારે સ્પષ્ટ થાય છે. એ શ્લોક પ્રથમના અર્થની સાથે ઘટી શકે તેમ નથી.

૨ કામી જનની દૃષ્ટિએ સાધારણ વ્યવહારમાં થતી સ્હામાની ચેષ્ટાઓ કાંઈક જુદું જ સ્વરૂપ ધારણ કરે છે. કવિએ આ જનસ્વભાવની રેખાનું ખેંચી બતાવેલું ચિત્ર બહુ સુંદર છે. પ્રમદાની સ્હેજ કહીંક નાખેલી દૃષ્ટિ કામી જનને પોતાના ભણી નાખેલું સ્નેહ કટાક્ષ દેખાય છે, નિતંબના ભારથી ગતિમાં આવેલી સહજ મંદતા તે પોતાના પ્રતિ રહેલા પ્રેમનો

**વિદૂષક**—(ઉભો હતો તેમજ રહી) અરે મિત્ર, મારા તો હાથપગ હવે હાલતાય નથી માટે મોંઢેથી જ આપનો જય જયકાર ભણું છું.

**રાજા**—કેમ વારૂ, ગાત્ર આમ રહી ગયાં?

**વિદૂષક**—કેમવારૂ? ઠીક પોતેજ આંખ ઝુકાવીને પછી આંસુનું કારણ પૂછવું?

**રાજા**—ભાઇ કાંઈ સમજાતું નથી.

**વિદૂષક**—મિત્ર, નદીમાં ઉગેલો રોપો કુબડાની પેઠે હાલ્યા કરે તે પોતાની મેળે હાલે કે નદીના પ્રભાવે?

**રાજા**—એનું કારણ તો નદીવેગજ.

**વિદૂષક**—મારૂં પણ આપજ.

**રાજા**—પણ કેવી રીતે?

**વિદૂષક**—આમ છેક રાજ્યકાર્યભાર ત્યજી દઇને આવા જંગલી પશુથી ભરેલા પ્રદેશમાં તમે તો હવે વનચરવૃત્તિ ગાળવા માંડી! સાચું બોલાવો તો હમેશ પશુઓની પાછળ દોડી દોડીને મારા ગાત્રના સાંધા ઢીલાઢસ થઇ ગયા છે અને એ મારા કહ્યામાં નથી, તેથી આપને વિનંતિ કરૂં છું કે એકાદ દહાડો વિશ્રાન્તિ લેવા મને પડયો મુકો.

**રાજા**—(મનમાં) આય વળી આમ કહે છે; કાશ્યપસુતા સાંભરી આવવાથી મારૂં મન પણ મૃગયા ઉપરથી ઉઠી ગયું છે. કેમકે

**પુષ્પિતાગ્રા.**

[1]શર પણછ ચઢયા ધનુષ્યને આ
મૃગપર ખેંચી શકું જરાય હું ના,
લલિત નયનનું સુનૃત્ય જેણે
કરી સહવાસ શિખાવ્યું એ પ્રિયાને. ૩.

---

વિલાસ જ ભાસે છે, સ્હેજ સખીયોમાં ટોળથી બોલતાં કરેલા તર્છોડમાં પણ રતિવિલાસની વ્યાજ ચેષ્ટા જ સમજાય છે! બાહ્ય જગતનો દેખાવ આંતર્ મનોભાવની સાથે બદલાતો જ જાય છે એ વેદાન્તનું સત્ય મનનું મંથન કરી ડોળી નાખતા વિષય પ્રસંગમાં બહુ જ સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે. સ. કુસુમાંજલિમાં "જય મંગલ આત્મસ્વરૂપ" અને "વસંતસેના".

૧. બહુ સુંદર ચમત્કૃતિ ભર્યો ભાવ! કાલિદાસની ઉત્કૃષ્ટ મનોવૃત્તિનો રમ્ય ચિતાર! પ્રેમમાં ગળી જતું શૌર્ય એના ઔદાર્યથી પ્રેય વસ્તુના ઉપકારકને પોતાનો જ ઉપકારક ગણે છે!

વિદૂષક—( રાજાનું મુખ જોઇ ) આતો આપ કાંઇ સંભારીને પાછા મનમાં ગણગણવા મંડયા! અમારૂં બોલવું તો અરણ્ય રૂદન જેવું જ થયું.

રાજા—( હસીને ) બીજું તે શું હોય? મિત્રનું બોલ્યું પાછું ઠેલાય નહીં તેથી વિચારમાં પડ્યો.

વિદૂષક—ચિરંજીવી થજો. (હીંડવા જાય છે)

રાજા—[1]મિત્ર જરા ઉભો રહે કાંઇ વિશેષ કહેવાનું છે.

વિદૂષક—શી આજ્ઞા છે?

રાજા—વિશ્રાન્તિ લીધા પછી એક જુજ જેવા મારા કામમાં તમારે સહાય કરવાની છે.

વિદૂષક—કેમ લાડુ ભાગવામાં ને? ત્યારે તો ધન્ય ઘડી!

રાજા—હું કહું તેમાં—અરે કોણ છે અહીં?

( પ્રવેશ કરી )

દરવાન—( પ્રણામ કરી ) પ્રભુની શી આજ્ઞા?

રાજા—રૈવતક, સેનાપતિને જરા બોલાવ જોઇએ.

દરવાન—હા, જી. ( જાય છે. સેનાપતિને લઇ પ્રવેશ કરી ) આજ્ઞા કરવાની આતુરતાવાળા પેલા ઉભા પ્રભુ, આણી તરફ જ જોઇ રહ્યા છે. આપ પાસે પધારો.

સેનાપતિ—( રાજાને જોઇને ) દેખીતા દોષવાળી મૃગયા સ્વામિને તો ગુણરૂપ થઇ જણાય છે, કેમકે દેવનાં

**માલિની.**

પણછ પરીં ફરીને વાગતાં રીઢીં છાતી,<br>
રવિ કિરણ સહીને સ્વેદ બિન્દુ વળે ન્હૈ,<br>
કૃષ પણ ન જણાયે સ્નાયુ સંઘટ્ટ તેથી,<br>
ગિરિચર ગજ પેઠે ગાત્ર ભર્યું બળેથી. ૪

---

૧. અહીં વિદૂષકને માટે એક વચન વાપરી પછીની ઉક્તિમાં માનાર્થ બહુ વચન વાપરી હાસ્ય ઉપજાવવાનો કવિએ પ્રસંગ સાધ્યો છે. વિદૂષકની સહાય માગતી વખતે તેની પાસે માન આપીનેજ યાચના કરવી ઘટે!

(પાસે જઇને) મહારાજનો જય થાવ. અરણ્યના જાનવરોનાં રેઢાણ ખોળી કાઢ્યાં છે તો આપનું ઉભુ રહેવું અહીં કેમ થયું?

રાજા—મૃગયાની નિંદા કરતા આ માઢવ્યે મારો ઉત્સાહ ભાગી નાખ્યો.

**સેનાપતિ**—(બાજુએ જોઇ) દોસ્ત, બરોબર સ્હામો થજે હે, હું તો જરા સ્વામિની વૃત્તિને અનુકૂળ બોલીશ. (મોટેથી) એ ગાંડીયો છો બોલે. પ્રભુનો જ દાખલો જુવોને.

**શાર્દૂલ.**

એથી થાય શરીર ઉદ્યમીં ઘણું સોસાઇને દુબળું,
પ્રાણીનું પરખી શકાય ચિતડું પીડયું ભય ક્રોધનું,
દોડયું પાડીં નિશાન ધન્ય! ખીલવે બાણાવળી તાકવું,
જૂઠું આ મૃગયા કહે વ્યસન છે, આવું વિનોદી કશું? ૫.

વિદૂષક—મહારાજ તો હવે એમના સ્વભાવ ઉપર આવી ગયા છે. અને તમે તો જંગલમાં ભટકી ભટકી નરનાસિકાના સવાદીયા કોક ઘરડા રીંછનાજ મોંમાં પડનાર છો!

રાજા—સેનાપતિ, આશ્રમની નજીકમાં જ આપણે પડયા છીએ એટલે તમારૂં કહેવું સ્વીકારાય તેમ નથી. તેથી હમણાં તો

**શાર્દૂલ.**

મારી માથું ઉછાળી પાણીં જળમાં પાડા રમો જંગલી,
છાંયે બાંધીં કટાર લોલ હરણાં વાગોલીં રો' ચેનથી,
ઠંડે પેટ વરાહ મોથ સરમાં ખાવો હવે ખોતરી,
ને વિશ્રામ ધનુષ્ય લે પણછને ઉતારીં મારૂં જરી. ૬.

**સેનાપતિ**—જેવી પ્રભુની રૂચી.

રાજા—ત્યારે આગળ ગએલા વનઘેરનાર શિકારીયોને પાછા વાળો. આપણા સૈનિકોમાંથી તપોવનને કાંઇ પ્રકારે કોઇ અડચણ કરે નહીં એવી એમને મના કરો, કારણ કે જુવો,

**ઇન્દ્રવજ્રા.**

શાન્ત સ્વરૂપે તપધારીં સર્વે
રહ્યું છુપું દાહક તેજ ત્હોયે,
પીડયે બીજું તેજ ભભુકીં ઉઠે
ઠંડા અડયે સૂર્યમણીની પેઠે. ૭.

**સેનાપતિ**—સ્વામીની જેવી આજ્ઞા. (સેનાપતિ જાય છે)

**વિદૂષક**—તમારી ઉશ્કેરણી તો એમ જ પડી ભાગો!

**રાજા**—(પરિજન સામું જોઇ) તમારો મૃગયાવેશ ઉતારી નાખો. રૈવતક, તું પણ તારે કામે લાગી જા.

**પરિજન**—જેવી દેવની આજ્ઞા. (જાય છે)

**વિદૂષક**—આ માખીના બણબણાટને ઠીક ઉરાડી મુકયો. હવે પેલા ઝાડની છાયામાં આવેલા ધીચ લતાના છત્રવાળા આસન ઉપર પધારો એટલે હુંય જરા સુખેથી બેસું.

**રાજા**—ચાલ ત્યારે આગળ.

**વિદૂષક**—પધારો મહારાજ.

(બન્ને જણુ આમ તેમ આંટા મારી બેસે છે)

**રાજા**—[1]માઢવ્ય, તારાં ચક્ષુ સફળ થયાં નહીં હોં! કેમકે જોવા યોગ્ય તો તેં જોયું જ નહીં.

**વિદૂષક**—આપ મારી આંખ આગળ જ છો ને?

**રાજા**—સર્વ કોઈ પોતાનાને જ સુંદર ગણે છે! હું તો પેલી આશ્રમના આભૂષણ રૂપ શકુંતલાના સંબંધી વાત કરૂં છું.

**વિદૂષક**—(મનમાં) ઠીક, એમને હું બોલવાનો પ્રસંગજ નહીં આપું (મોટેથી) મિત્ર, ત્યારે તપસીની જ કન્યા ઉપર તમારૂં મન ચોટયું કે!

**રાજા**—સખે, નિષિદ્ધ વસ્તુ ભણી પૌરવોનું મન ન જ વળે. એ બાળા તો

**ગીતિ.**

[2]સુરાંગનાથી જન્મી, છાંડી તેણે લીધી ઉંચકી મુનિયે
મનહર જુઇના ફુલને જેમ આકડે ગરી પડેલાને. ૮.

**વિદૂષક**—(હસીને) જેમ કોઈ ખજુરની પેશીથી કંટાળી જઈને

---

૧. સ. વિ. ૨. પુરૂરવ—અફસોસ છતે નેત્રે હવે નિરખવાનું ન રહ્યું!

૨. સ. વિ. ૧. ૧૪ અહીં મુનિને આકડા સાથે સરખાવી જુઈના ફુલ જેવી સુકુમાર શકુંતલા એ મુનિની પુત્રિ હોવાનો અત્યંત અસંભવ બતાવવાની યુક્તિ યોજી છે ખરી, પરંતુ મુનિને ઔષધિરૂપે અનેક દુઃખદાયક આકડા સાથે સરખાવવામાં સ્હેજ મુનિના ગૌરવનો ભંગ પણ થયો છે. અન્ય સ્થળે મુનિ પ્રતિ દેખાતા પૂજ્યભાવ સાથે સરખાવતાં આ ઉપમા હલકી જણાય છે. કાલિદાસની અસ્ખલિત સૌન્દર્યધારામાં આ દોષપણ ભૂષણ રૂપ થયો છે.

આમલી ખાવાનું મન કરે તેમજ તમે સ્ત્રી રત્નોનો તિરસ્કાર કરી આમ એની ચાહના કરો છો!

**રાજા**—તેં એને જોઈ નથી ત્યાં સુધી જ તુ એમ બોલું છું.

**વિદૂષક**—ત્યારે તો આપનેય જે વિસ્મય પમાડે તે રમણીય હોવું જોઈએ!

**રાજા**—મિત્ર વધારે તો શું કહું?

**વસંતતિલક.**

[1]કાંતો ઘડી મનથી સુંદર રૂપ પુંજે,
ચિત્રે ઉતારી પછી પ્રાણ પૂર્યો વિધિએ,
બ્રહ્માની શક્તિ વપુ એનું વળી વિચારી
એને ગણું ખરૂં અલૌકિક રત્ન નારી. ૯.

**વિદૂષક**—એમ હોય તો તો રૂપાળીયોનો હવે શો હિસાબ રહ્યો!

**રાજા**—વળી મારા મનમાં તો એમ થાય છે કે

**શિખરિણી.**

[2]નખે ના ચુંટેલી કળિ, વળી ન સુંઘેલ ફુલ શું,
ન વીંધેલું મોતી, નવ મધુ ન ચાખેલ રસનું,

---

૧. પ્રથમની બે પંક્તિયોનું ભાષાન્તર કરવામાં મૂળની પંક્તિનો ક્રમ ફેરવ્યો છે. મૂળની પ્રથમ પંક્તિ ભાષાન્તરમાં બીજી મૂકી છે અને બીજીને પહેલી મૂકી છે. મનથી રૂપ ઘડવું અથવા ચિત્રમાં ચિતરવું તે બન્ને સરખાં જ ઉત્કૃષ્ટતાનાં સાધક છે એ વિચાર કાલિદાસના મનમાં પ્રધાન છે; ક્રમ ફેરવી જરા એ વિચારને વિશેષતા આપવાનો પ્રયત્ન કર્યો છે. માનસિક સૃષ્ટિ અને ચિત્ર સૃષ્ટિ એમાં માનસિક સૃષ્ટિ એ કારણ છે અને ચિત્ર સૃષ્ટિ એ કાર્ય છે. માનસિક સૃષ્ટિ કાર્ય સૃષ્ટિ કરતાં વધારે સુંદર હોવીજ જોઇએ પણ અહીં બ્રહ્માની ચિત્ર શક્તિ છે માટે તે માનસિક સૃષ્ટિ જેટલીજ સુંદર હોઇ શકે એ વિચાર પરામર્ષ વધારે સ્પષ્ટ કરવાની ઇચ્છાથી તેમજ સાથે સાથે માનસિક સૃષ્ટિ તે ચિત્ર સૃષ્ટિનું સમવાય કારણ છે એ નિયમનું પણ ભાન કરાવવાનું કાર્ય પંક્તિનો ક્રમ ફેરવવાથી અને "પછી" શબ્દ શ્લેષમાં મૂકવાથી સધાય તો કવિની ચમત્કૃતિમાં ક્ષતિ કર્યા વિના વિચારનું ગૌરવ વધારવામાં દોષ નથી એમ માની હિમ્મત કરી છે. જે અભ્યાસીયોને આ વિચાર સંકલના સમજાશે તે તો દોષ નહીં દે પણ જે ન સમજી શકે તેમની માત્ર ક્ષમા યાચું છું. કાલિદાસની આવી બાબતમાં પ્રસિદ્ધ કુશળતા જોતાં વખતે મૂળમાં આવો ક્રમ ફેર હોય પણ ખરો.

૨. આ શકુંતલાના રૂપનું ઘણું જ રમ્ય વર્ણન છે. કાલિદાસના અલંકાર માત્ર ઓપ ચઢાવવા પુરતાજ નથી પરંતુ એનો ધ્વનિ મૂળ વિચા-

પુરાં પુણ્યોનું એ વિમળ ફળ શું રમ્ય રૂપનું
થશે કો સંભોગી સુભગ અહીં નિર્મેલ વિધિનું.! ૧૦

**વિદૂષક**—ત્યારે તો આપ જ એકદમ એની વ્હારે ચ્હડો; એ કોક ઇંગૂદી તેલથી ચીકણા માથાવાળા તપસીના હાથમાં ન પડે!

**રાજા**—પણ એ બાપડી પરવશ છે તો. વળી એના વડીલેય ઘેર નથી.

**વિદૂષક**—એની દૃષ્ટિ ઉપરથી આપના ભણી એનો ભાવ કેવોક જણાય છે?

**રાજા**—સ્વભાવેજ તપસ્વીની કન્યા તો શરમાળ હોય, છતાં

**દ્રુતવિલંબિત.**

[1]જઉં હું સન્મુખ તો દગ ફેરવે
પણ નિમિત્ત બીજું કરીને હસે;

---

રમાં નવાજ રંગ પૂરે છે અને સર્વ રંગના ભભકમાં ખીલી ઉઠતું સ્વરૂપ કાંઇક જૂદી જ ભાવના ખડી કરે છે. કાલિદાસની આ અસાધારણતા આ શ્લોકમાં પૂર્ણ જોસમાં ખીલી રહી છે. શકુંતલાના રમ્ય રૂપને ક્ષણમાં મોતી સાથે સરખાવે છે, ક્ષણમાં તરતની ફુટેલી કળિની સાથે તો ક્ષણમાં સંપૂર્ણ ખીલી રહેલા ફુલની સાથે કે સર્વ પુષ્પના સાર રૂપ નવ મધુની સાથે સરખાવે છે. આ સર્વ અત્યંત આનંદ સૂચક અને જાતે પોતે રમ્ય તેમ જોનારને લુબ્ધ કરનાર વસ્તુઓ છે અને તે સ્થૂળ કે સૂક્ષ્મ ક્ષતિવિનાની હોઇ અખંડિત રમ્યતાવાળી છે. આ સર્વ વિચારમાંથી વિષય ભાવનાનો અંશ માત્ર નાશ કરવા સ્વરૂપની પવિત્રતા અને અત્યંત મનોહરતા બતાવતી કાલિદાસને યોગ્ય જ નવીન ઉપમા યોજી તેને અનેક અખંડિત તપશ્ચર્યાના ધવલ, પવિત્ર અને નિર્મળ ફલની સાથે સરખાવ્યું છે. આ છેલ્લી ઉપમા આર્ય સંસારનું અને સંસ્કારનું સ્વરૂપ જણાવે છે અને બીજી પ્રજાઓના સંસ્કારથી જૂદું પાડી તેને વિશેષતા આપે છે. આ વિચાર આખા નાટકમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારની નજરે ચઢયા વિના નહિ રહે. "અહીં" શબ્દથી એમ સૂચન છે કે સ્વરૂપની રમ્યતા અને પવિત્રતા જોતાં એનો ભોક્તા આ લોકનો માનવી સંભવી શકે નહિ, છતાં જ્યારે આ લોકમાંજ એ જન્મી છે, અને સ્ત્રી છે એટલે મરણ પર્યન્ત તપશ્ચર્યા ન સંભવે તેથી પરણવી તો જોઇએ, તો વિધિએ એના જેટલો એને જેવો પ્રતાપી અને પવિત્ર અહીં કોણ સર્જ્યો હશે? એ મનુષ્ય પણ અલૌકિક હોવો જોઇએ. વિધિ નિર્માણથી વિષય ભોગનો દોષ કાઢી નાખી ધાર્મિક સંયોગ અને સંસ્કૃત સંસાર વહનના અર્થનું સ્પષ્ટ ગ્રહણ સૂચવ્યું છે.

૧. વિનય એ તપસ્વી કન્યાને સર્વ કુલાંગનાની પેઠે સ્વાભાવિક છે. ત્હોય એ પડદા પાછળ સંતાકુકડી રમતી એની રતિ મેં ઓળખી લીધી છે. એ છેક ઉઘાડી પણ ન જણાઇ તેમ છેક છૂપી પણ રહી નહોતી.

વિનયને પડદે રમતાં રતી
થઇ ન છેક ઉઘાડી ન છાવરી. ૧૧

**વિદૂષક**—ત્યારે તમને જોતાં વાંતજ ખોળે તો ના ચઢી બેસે ? !

**રાજા**—વળી સર્વે જવા નીકળ્યાં ત્યારેય શરમાતાં શરમાતાં પણ એણે પાછો પોતાનો ભાવ સારો દેખાડયો હતો. કેમકે તે તન્વાંગી

**વસંતતિલક.**

[1]ઓચિન્તી થોભી ડગલાં ભરી કેંક જાણે
'વાગ્યો મને ચરણુ કંટક દર્ભનો', ને
ડાળે ભરાયુ નહિ વલ્કલ હોય સ્હેજે
મારી ભણી વદન ફેરવી રૈ' વછોડે. ૧૨.

**વિદૂષક**—ત્યારે બાંધો ભાથુ અને નિકળી પડો. તમે તો તપોવનનું ઉપવન બનાવી મૂક્યું !

**રાજા**—મિત્ર, કેટલાક તપસ્વીયો મને ઓળખે છે એટલે હવે વિચારી કાઢ, કયે બ્હાને આપણાથી એકાદ વખત એ આશ્રમે જવાય ?

**વિદૂષક**—વળી રાજાને બીજું કયું બ્હાનું શોધવાનું ? ધાન્યનો અમારો રાજાનો અંશ આપો એજ.

**રાજા**—મૂર્ખ, એમના રક્ષણ પેટે તો જૂદાજ પ્રકારનો રાજભાગ મળે છે. રત્નના ઢગલાને ઠેલીનેય એ સ્વીકારવા યોગ્ય છે. જો

**અનુષ્ટુભ્.**

દ્રવ્યાંશ જે ભરે લોકો રાજાને નાશવાન તે
તાપસી તો ભરે છઠ્ઠો અક્ષય્ય તપભાગ એ ૧૩.

( પડદામાં )

અહો ! આપણા મનોરથ પૂર્ણ થયા !

**રાજા**—( કાન દઇને ) અરે ! આવા ધીર અને શાન્ત સ્વર ઉપરથી તો કોઇ તપસ્વીયો હોવા જોઇએ.

---

૧. પહેલા અંકમાં શકુંતલા જતી વખતે આ ઉત્તમ ચેષ્ટાનું માત્ર સૂચનજ કર્યું છે. બીજા અંકમાં પ્રસંગ મળ્યે એને સંપૂર્ણ આલેખવામાંજ કવિની કુશળતા જળવાઇ છે. પ્રથમ અંકમાં જો આલેખન કર્યું હોત તો કલામાં તે ક્ષતિકર થાત; ત્યાં નહીં કરી અહીં આલેખવામાં તેટલીજ ઉત્કૃષ્ટતા સધાઇ છે. પ્રથસ અંકમાં રાજાની સ્થિતિ જોતાં આવું આલેખન દોષરૂપ થાત. અહીં સ્મૃતિને તાજી કરી તેને સર્વ ભભકમાં ચિતરવાથી વસ્તુની ખીલવણી થાય છે.

(પ્રવેશ કરી)

**દરવાન**—મહારાજનો જય થાવ. કોઈ બે ઋષિકુમાર પેરા આગળ આવીને ઉભા રહ્યા છે.

**રાજા**—તેમને તરત જ તેડી લાવ.

**દરવાન**—આ લાવું મહારાજ (બહાર જઈ ઋષિકુમારો સાથે પ્રવેશ કરી) આમ પધારો.

**પહેલો**—અહો! તેજસ્વી છતાં એમનું શરીર કેવો વિશ્વાસ ઉત્પન્ન કરે છે! અથવા ઘણે ભાગે ઋષિ જેવા રાજામાં એમજ હોય, કેમકે

**મંદાક્રાન્તા.**

[1]રે'છે થૈને સરવ સુખદા આશ્રમી એ ય પ્રીતે,
રક્ષાયોગે પ્રતિ દિન તપી પુણ્ય ભેળું કરે એ,
એ યોગીને પણ "ઋષિ" કહી "રાજ" પૂર્વેજ મૂકી
ગાજે કીર્તિ પુનિત ગગને ચારણો ગાય તેની. ૧૪.

**બીજો**—ગૌતમ, ઇન્દ્રના મિત્ર દુષ્યંત રાજા તે આ કે?

**પહેલો**—હા.

**બીજો**—ત્યારે તો,

**મરાઠી સાખી.**

[2]શું આશ્ચર્ય? કદી ભોગવતો નગરદ્વાર ભુંગળ શો
શ્યામ સિંધુ વીંટી વસુધા બધી અજાન બાહુ એનો,

કેમકે,

સુરાંગના ધરી વેર દૈત્યનું આશ રાખતી જીતવા
એના ચઢયા ધનુષ ઉપર કે વજ્ર ઉપર સુરપતિના! ૧૫.

---

૧ રાજા ગૃહસ્થાશ્રમને ધારણ કરી રહે છે તેમજ ઋષિયો પણ એ આશ્રમને ધારણ કરે છે, અને ઉભય એકજ કારણને લીધે, તે એજકે એ આશ્રમથી સર્વને સુખ આપી શકાય છે; તેથી ગૃહસ્થાશ્રમને સર્વ સુખદા કહ્યો છે. આવા આશ્રમમાં રહીને બન્ને સરખીજ તપશ્ચર્યા કરી રહ્યા છે અને તે પણ પુણ્ય ભેળું કરવા અર્થેજ. રાજાની તપશ્ચર્યા તે પ્રજાનું રક્ષણ છે અને તે રક્ષા યોગ સાધના સમાનજ છે. આવા રાજ યોગીની કીર્તિ ચારણો એક જ શબ્દથી ગાય છે, માત્ર એકને 'રાજર્ષિ' કહે છે અને બીજાને 'ઋષિરાજ' કહે છે. ભેદ માત્ર શબ્દના ક્રમમાંજ રહ્યો છે; અને ઉભયની એ નિર્મળ અને પવિત્ર કીર્તિ ગગન તલ સુધી ગાજી રહે છે.

૨ બાહુ અંગ અંગીભાવે લાક્ષણિક અર્થમાં વાપર્યો છે. અજાન બાહુ વાળો નગર દ્વારની ભુંગળના જેવો સમર્થ અને રક્ષક બાહુવાળો.

**બન્ને જણ**—( પાસે જઈને ) રાજન્ આપનો જય થાવ.

**રાજા**—( આસનેથી ઉભા થઇને ) આપને હું અભિવંદન કરૂં છું.

**બન્ને જણ**—આપનું કલ્યાણ થાવ. (એમ કહી ફળ આગળ ધરે છે )

**રાજા**—(પ્રણામ કરી લઇને) શી આજ્ઞા છે?

**બન્ને જણ**—આશ્રમવાસીયોને ખબર પડી છે કે આપ અહીંજ પધાર્યા છો તેથી એમની એવી યાચના છે કે—

**રાજા**—શી આજ્ઞા કરે છે?

**બન્ને જણ**—પૂજ્યપાદ મહર્ષિ કણ્વ આશ્રમમાં નથી તેથી રાક્ષસો અમારા યજ્ઞમાં વિઘ્ન પાડે છે, માટે સારથી સાથે આશ્રમમાં પધારી આપ કેટલીક રાત્રિ એને સનાથ કરો તો બહુ સારૂં.

**રાજા**—મારા ઉપર મોટી કૃપા કરી.

**વિદૂષક**—( બાજુએ ) આવી પ્રાર્થના તો તમને અનુકૂળજ છે.

**રાજા**—( હસીને) રૈવતક, મારૂં નામ દઇને સારથીને કહે કે બાણ અને આસન મૂકી રથ લઈ આવે.

**દરવાન**—દેવની જેવી આજ્ઞા. (એમ કહી જાય છે)

**બન્ને જણ**—(હર્ષ સાથે)

**અનુષ્ટુભ્**

[1]વૃદ્ધોને પગલે ચાલી તમારૂં યોગ્ય રૂપ આ,
પૌરવોએ લીધી દીક્ષા પીડચાને રક્ષવા સદા. ૧૬.

**રાજા**—(પ્રણામ કરી) આપ આગળ પધારો. આ હું તમારી પાછળ જ આવ્યો.

**બન્ને જણ**—વિજય થાવ. (જાય છે)

**રાજા**—માઢવ્ય, તને શકુંતલા જોવાનું મન થાય છે કે?

**વિદૂષક**—[2]પહેલાં તો પુષ્કળ મન હતું, પણ હવે તો રાક્ષસનું વૃતાન્ત સાંભળીને જરાય નહીં.

---

૧ રૂપ એટલે સ્વરૂપ ગુજરાતીમાં બે અર્થમાં વપરાય છે. એક બાહ્યકાન્તિ–બીજું આંતર સ્વરૂપ અર્થાત્ ચારિત્ર્ય. આપણે કહીએ છીએ કે આણે તો રૂપ પ્રકાશ્યું.

૨ બહુજ રમુજી પ્રસંગ ! આવા પ્રસંગ લાવી આંટી ઘુંટી કાઢી લઇ વસ્તુને વિકસાવવાની કળામાં કાલિદાસ અદ્વિતીય છે ! ઋષિ કુમારોનું આમંત્રણ કેટલી કેટલી રીતે કવિએ ઉપયોગમાં લીધું છે તે જોતાં આનંદ થાય છે.

**રાજા**—બ્હીશ નહીં. તું મારી સાથેજ હઈશ ને?

**વિદૂષક**—ત્યારે તો રાક્ષસથી મારૂં રક્ષણ થશે.

(પ્રવેશ કરીને)

**દરવાન**—પ્રભુ, રથ તૈયાર થઈને ઉભો છે; આપના વિજય પ્રસ્થાનની વાટ જુવે છે. આ વળી નગરથી દેવીશ્રીનો સંદેશો લઇને કરભક આવ્યો છે.

**રાજા**—(આદર પૂર્વક) કેમ માજીએ મોકલ્યો છે?

**દરવાન**—હા જી.

**રાજા**—મોકલ, મોકલ ત્યારે.

**દરવાન**—જી, (એમ કહી કરભકને સાથે લેઇ આવી) પ્રભુ આ રહ્યા, પાસે જા.

**કરભક**—પ્રભુનો જય જય થાવ. દેવીશ્રીની આજ્ઞા છે કે આવતી ચોથને દિવસે મારા ઉપવાસનાં પારણાં આવશે, તેથી તે દિવસે ચિરંજીવીએ અવસ્ય ત્યાં આવીને મ્હારી સંભાવના કરવી.

**રાજા**—આમ આ તપસ્વીનું કાર્ય છે અને બીજી તરફ વડીલની આજ્ઞા છે! એમાંથી કોઇનો અનાદર થાય તેમ નથી. હવે શો ઉપાય?

**વિદૂષક**—ત્રિશંકુની પેઠે વચ્ચે જ રહો.

**રાજા**—[1]ખરે જ હું તો હવે અકળાયો.

---

૧. આવા અપૂર્વ કવિને પણ અહીં ઉભી થયેલી મુશ્કેલીમાંથી છટકવાની યુક્તિ કાંઇ બહુ સારી નથી જડી. વિદૂષકને હવે સાથે નહી રાખવાની તો જરૂર હતીજ કારણ કે સંકેત સ્થાનમાં રાજા અવશ્ય એકલોજ રહેવો જોઇએ અને આશ્રમમાં તેને રાખી એની સાથે આનંદ રસની વાર્તાલાપમાં પ્રસંગ લાવવા જેટલો વખત અલભ્ય હતો. વળી આવી જરૂર નહી છતાં જો એને સાથે રાખ્યો હોત તો વિદૂષકે આંખે જોએલી વાત એનાથી વિસ્મૃત થાતજ નહીં એટલે પાંચમા અંકમાં રાજાની સ્મૃતિને તાજી કરી આપનાર એક સબળ સાક્ષી રહ્યા છતાં રાજાએ માત્ર પોતાની વિસ્મૃતિ ઉપરજ આધાર રાખી શકુંતલાનો તિરસ્કાર કરવામાં ઉત્તમ પાત્રને હાનિ પહોંચત. વિદૂષકની સાથે બીજા અંકનો વાર્તાવિનોદ અનિવાર્ય હતો કારણ કે તે વિના હૃદયના અનેક ભાવનો જે ચિતાર ખડો કર્યો છે તે અશકય થાત એટલે કાલિદાસની સ્થિતિ આવા પ્રસંગોમાં બહુ બારીક તો છે જ પરંતુ આખા નાટકમાં જે કુશળતાથી એમણે પોતાનો રસ્તો કાઢી લીધો છે તે કુશળતા અહીં આગળ ખરેખર અકળાઇજ છે!

અનુષ્ટુભ્.

કાર્યં ભિન્ન દિશામાં એ વેંચાતુ મન માહરૂં
જેમ પ્હાડ પડયે વચ્ચે નદી વ્હેણુ વહી જતું. ૧૭.

(વિચારીને) સખા, માજીએ તને પુત્ર તરીકે ગણ્યો છે, તેથી તું અહીંથી પાછો વળ અને તપસીના કાર્યમાં મારૂં ચિત્ત ગુંથાયું છે એમ માતુશ્રીને કહી પુત્ર તરફથી જે જે કાર્ય કરવાનું હોય તે સર્વ તુંજ કરજે.

**વિદૂષક**—રાક્ષસથી બ્હી ગએલો મને ના ગણુશો હાં!

**રાજા**—(હસીને) તમારામાં તો એવી બ્હીક હોય કે?

**વિદૂષક**—હું તો રાજાનો નાનો ભાઇ જાય તેમ જવાનો.

**રાજા**—આ તપોવનમાં અડચણુ ન થાય માટે બધા લશ્કરને હું તારી સાથે જ મોકલાવી દઉં છું.

**વિદૂષક**—ત્યારે તો હું હવે યુવરાજ બન્યો!

**રાજા**—(મનમાં)[1] આ મારો વ્હાલો બટક બોલો છે અને કદિ મારા મનોરથની વાત એણે અંતઃપુરમાં કહી દીધી તો? ઠીક, એને સમજાવીશ. (વિદૂષકને હાથેથી ઝાલીને મોટેથી) ભાઈ રૂષિયોના મહત્વને લીધે જ મારે આશ્રમમાં જવું પડે છે. ખરેખર પેલી તાપસ કન્યામાં તો મને જરાય અભિલાષા નથી.

ગીતિ.

કહીં હું ને કહીં ઉછર્યું હરણાં સાથે મદન—અભણુ જન એ,
કરી મશ્કરીએ વાતો ન માનીએ બહુ, મિત્ર, સત્ય કરીને.

## [બીજો અંક સમાપ્ત.]

---

૧. જન સ્વભાવની પરીક્ષા કરી તેનો ઉપાય કેટલો અનુભવવાળો યોજ્યો છે! વાત કરીશ નહીં એમ જો રાજાએ કહ્યું હોત તો વિદૂષક વાત કરે તેમ નહોતુંજ કારણુ કે રાજાને કોઇ રીતે હાનિ થાય એવું કાર્ય બ્રાહ્મણુ મિત્રને હાથે અસંભવિત હતું, છતાં સ્મૃતિ વિભ્રમના ઉપર શુભેચ્છક મિત્રનું પણુ અંકુશ રહે નહિં એ સત્ય કવિની દૃષ્ટિ બહાર ગયું નહીં અને એનો સચોટ ઉપાય માત્ર એક જ હતો કે વાત મનમાંથીજ ખસેડી નાખવી. તાપસ કન્યામાં અભિલાષાનો અસંભવ બતાવવા યોજેલું કારણુ કેટલું રમ્ય છે! આ કારણુમાંજ રસિકતાથી ઉભરાઈ જતા ધ્વનિવાળો પ્રેમ ઉછળી રહ્યો છે; અને વિશુદ્ધ પ્રેમ આવા સરળ જીવનમાંજ મુખ્યત્વે કરીને રહે છે એવું સુંદર સૂચન પણુ કર્યું છે! વિદૂષક બાપડો આ સૂચન સમજી શકયો નહીં! જૂઓ છઠ્ઠા અંકમાં.

# અંક ત્રીજો.

(દર્ભ લઇને યજમાનનો શિષ્ય પ્રવેશ કરે છે)

**શિષ્ય**—અહો! રાજા દુષ્યન્તનો શો પ્રભાવ! આશ્રમમાં એ મહાનુભાવ રાજાના માત્ર પધારવાથીજ અમારાં યજ્ઞ કર્મ ઉપદ્રવ રહિત થઇ ગયાં!

**અનુષ્ટુભ્**

કામ શું બાણ સાંધીને હુંકારે જ્યાં હણે બધાં
વિઘ્ન એ માત્ર ટંકારે દૂરથી જ ધનુષ્યના. ૧.

ચાલ ત્યારે યજ્ઞ કુંડ ઉપર પાથરવાને માટે આ દર્ભ હું ૠત્વિજોને આપી આવું. (આમ તેમ ફરતાં આકાશે જોઇ) પ્રિયંવદા, આ વાળાચંદન અને મૃણાલ સાથે કમળપત્ર કોને માટે લઇ જાછ! (સાંભળી) શું કહું છું? લૂખ લાગવાથી શકુંતલા બહુ અસ્વસ્થ છે તેથી તેને શરીરે ચોળવાને એ લઇ જાઉં છું એમઃ તો તો જા ઉતાવળી જા, કુલ પતિ કણ્વ ૠષિને તો એ પ્રાણની પેઠે વ્હાલી છે. હું ય[1] ત્યારે ગૌતમી સાથે યજ્ઞમાં મંત્રેલું શાન્ત્યુદક એને માટે મોકલાવું. (જાય છે)

(વિષ્કંભક.)

(કામાતુર અવસ્થામાં રાજા પ્રવેશ કરે છે.)

**રાજા**—(નિશ્વાસ નાખી)

**ગીતિ.**

[2]તપબળ મહિમા જાણું ને જાણું પારકી રહી બાળા,
ત્હોય હૃદય મારૂં આ કયેમે પાછું શકું ન વાળી હા. ૨.

---

૧. આ અંકના અંતમાં ગૌતમી જે શાન્ત્યુદક લાવે છે તે આ શિષ્યની પ્રેરણાથીજ.

૨. વિધિની ઇચ્છાની બુદ્ધિમાનને કેવી રીતે ખાતરી થાય છે તે કવિએ આ સ્થળે બહુ સારી રીતે બતાવ્યું છે. રાજા બુદ્ધિમાન છે, કાર્ય અકાર્યને જાણવા વાળો છે અને ધાર્મિક છે, એની સાથે કાર્યના ફળને પણ તપાસવાવાળો છે. શકુંતલા પારકી બાળા છે તેથી તેના સંબંધી કાંઈ વિચારજ થાય નહીં અને તેવો વિચાર કરવો અધર્મ્ય છે એમ એ

(મદન પીડાનું નિરૂપણ કરી) ભગવાન કુસુમાયુધ! તમે અને ચંદ્રમા કામી જનોના વિશ્વાસ પાત્ર થઈ તેમને છેતરો છો. કારણ કે,

માલિની.

કુસુમ શર તમારૂં ચંદ્રનું શીત કીર્ણુ
ઉભય અમ સમાને ઉલટાં એ જણાય,
અગન તન લગાડે હીમ કીર્ણેથી ચંદ્ર
કુસુમ શર પડે આ વજ્ર શાં હાય તીક્ષ્ણ! ૩.

અથવા—

ગીતિ.

[૩]અવિરત મનને પીડતો ભલે રહો એ મકરકેતુ કદિ જો
એ વિશાળ મોહક નયના પ્રિયને અર્થે પ્રહાર કરતો તો. ૪.

(ચોતરફ ફરીને) યજ્ઞ કર્મ હમણાં બંધ થયું એટલે ઋષિયોએ મને જરા છૂટો કર્યો છે. હવે કયાં જઇને શ્રમથી થાકી ગયેલા મારા આત્માને વિનોદથી શાન્ત કરૂં? (નિસાસો મૂકી) વળી પ્રિયાના દર્શન કરતાં બીજે કયાં મને શરણ મળવાનું હતું? ત્યારે એનેજ ખોળી કાઢું. (સૂર્ય સામું જોઇ) ઘણું કરીને આવો તાપનો વખત તો સખીયોની સાથે શકુન્તલા લતામંડપથી ભરેલા માલિનીના તીરેજ ગાળતી હશે. ત્યારે હું ત્યાંજ જઇશ. (ફરતાં ફરતાં સ્પર્શ સુખ જેવું અનુભવી) અહો! આ ભાગ તો પવનથી બહુ રમણીય છે.

ગીતિ.

થશે કમળદળ સુરભિ ગંગાજળના સિકર ભરેલાનું
અનંગ પીડયાં અંગે આલિંગન અહીં પવન તણુ સુખનું. ૫.

---

સ્પષ્ટ સમજે છે. છતાં એનું બળથી ગ્રહણ કરતાં પરિણામે ઋષિનો કોપ એનો તથા એના રાજ્યનો નાશ કરવાને સમર્થ છે એ પણ સારી રીતે સમજે છે. બુદ્ધિથી તપાસતાં શકુંતલા પ્રતિ રાજાનું મન આકર્ષાય તેમ છેજ નહીં અને આ તમામ બુદ્ધિનો પરામર્શ રાજામાં પ્રજ્વલિત છે એટલે મોહથી એની બુદ્ધિ વિચાર કરી શકતી નથી એમ નથી; છતાં એની આંતરવૃત્તિ એને શકુંતલા ભણીજ વાળે છે. એજ બતાવી આપે છે કે શકુન્તલાનો સંબંધ વિધિ સૂચિત છે. જે સામાન્ય મનુષ્ય પોતાના કરેલા કર્મમાંથી મુક્ત થવાને વિધિના ઉપર દોષ ઢોળે છે તેમણે જાણવું જોઇએ કે માત્ર દુષ્યન્તને બનેલા પ્રસંગોમાંજ વિધિ કાર્યને પ્રેરે છે બીજામાં નહીં.

૩. સ. વિ. ૩. ૨૦.

(આમતેમ ફરી તપાસીને) આ નેતરથી વીંટાયલા લતામંડપની થડમાં જ એ હોવી જોઇએ. કારણ કે (નીચો પડીને જોતાં) આ દ્વારમાં જ,

ગીતિ.

[1]ઊંચી આગળથી ને પાની ઊંડી જઘન તણા ભારે
તાજી પદ પંક્તિ આ પડી દીસે કે પાંડુ રેત માંહે. ૬

ત્યારે ડાળીયોમાં રહીને જોઇ કાઢું (જરા પરિક્રમણ કરી ઓથે રહીને હર્ષથી) હાશ! નેત્રને તો મુક્તિ મળી. આ મારા મનોરથની પ્રિય મૂર્તિ સખીયો સાથે કુસુમ પાથરેલી શિલા ઉપર પાસાભેર સૂતી છે. ઠીક, એમની છાની વાતો હું સાંભળી લઉં. (જોતો ઉભો રહે છે)

(ઉપર કહ્યા તેવા વેશે સખીયો સાથે શકુન્તલા પ્રવેશ કરે છે.)

**સખીયો**—(વા ઉરાડતી પ્રેમથી) બ્હેન શકુન્તલા આ કમળ પત્રનો વા તને ઠીક લાગે છે કે?

**શકુંતલા**—શું! સખીયો મને વા ઉરાડો છો?

(સખીયો ખેદ બતાવી પરસ્પર સામું જુવે છે)

**રાજા**—શકુંતલા શરીરે બહુજ અસ્વસ્થ જણાય છે! (તર્ક કરી) આતે શું તાપની લુખ હશે કે પછી મારા મનમાં છે તે? (ઉત્સાહભર્યું નિહાળીને) અથવા એમાં સંદેહ શો?

હરિગીત.

[2]ચોળ્યું સ્તને ચંદન અને કર કમળ કંકણ લટકતું
પ્રિયનું પીડાતું શરીર ત્હોયે મધુરતા શી ખીલવતું!
મદન શરને ગ્રીષ્મનો સંતાપ કદિ સરખો રહે
ના ગ્રીષ્મનો પરિતાપ યુવતીને સુભગ કદિયે બને. ૭.

**પ્રિયંવદા**—(કાનમાં) અનસૂયા, પેલા રાજર્ષિનું પ્રથમ દર્શન થયું ત્યારથી જ શકુંતલા આમ છેક વિહ્વલ બની ગઇ છે. એને લઈને તો આ જ્વર નહીં હોય?

---

૧. પદપંક્તિનું આટલું બારીક અવલોકન રાજાની ઉત્કટ અભિલાષા સૂચવવા કવિએ સાભિપ્રાય મૂકયું છે.

૨. સુભગ એટલે એના લાવણ્યની વૃદ્ધિ કરનારો તેથી યુવતીને અંગે એનું સદ્‌ભાગ્ય સુચવતો. ગ્રીષ્મનો સંતાપ આવો સુભગ ન હોય એતો મદનશરનો જ સંતાપ હોવો જોઈએ.

**અનસૂયા**—મને પણ મનમાં એનોજ વ્હેમ આવ્યા કરે છે. ઠીક, લાવ એને પૂછી જોઉં. બ્હેન મારે કાંઇક પૂછવું છે. વેદના બહુ થાય છે ખરી ?

**શકુંતલા**—[1](શરીરને આગલે ભાગથી પથારીમાં ઉંચી થઇને) કહે શું કહેવું છે વારૂં ?

**અનસૂયા**—બ્હેન, મદનના વૃત્તાન્તથી અમે તો છેક અજાણુ છીએ, પણ ઇતિહાસ નિબંધમાં મદન વ્યથાથી પીડાતાંની જે દશા સાંભળી છે તેવીજ તારી દશા જણાય છે, તેથી કહે, આ તારા દુઃખનું શું કારણ છે? વ્યાધિને બરોબર જાણ્યા વિના એનો કાંઇ ઉપાય થઇ શકતો નથી.

**રાજા**—અનસૂયાને પણ મારોજ વિચાર થયો. મારા મનોરથને લીધે જ મેં એમ દીઠું એમ નથી.

**શકુંતલા**—( મનમાં ) મારી આસક્તિ તો બહુજ સજડ છે; પણ હમણાં એમને મારાથી કહી શકાશે નહીં.

**પ્રિયંવદા**—સખિ, શકુંતલા ! આ ઠીક કહે છે. આમ છેક જાતની પીડાની અવગણના શું કરૂં છું. દહાડે દહાડે તારાં અંગ સુકાતા જાય છે. આ તારી લાવણ્યમયી કાન્તિ એકલીજ એમની એમ રહી છે.

**રાજા**—પ્રિયંવદાએ યથાર્થજ કહ્યું ! કેમકે

**શાર્દૂલ.**

સૂકાયા બહુ લાલ ગાલ મુખના, ઢીલાં સ્તનો છાતીએ,
કેડો શી પડી પાતળી, વળી નમ્યા સ્કંધો, છબી ફીકી, ને
પીડી આ સ્મરથી દયામણી છતાં જોતાં મધુ સુંદરી;
જાણે પલ્લવ શોષી ઉષ્ણુ મરૂતે ઘેરી લીધી માધવી. ૮.

**શકુન્તલા**—સખીયો, તમને નહીં તો બીજા કોને કહીશ ? પણ એમ કરતાં તમને ઉલટી હું દુઃખદ થઈ પડીશ.

**બન્ને**—[2]તેથીજ તને આટલો આગ્રહ કરીએ છીએ. કેમકે સ્નેહી જનનાં દુઃખ વ્હેંચાઇ જાય તો વેદના સહન થઇ શકે.

---

૧. શકુંતલાની આ ચેષ્ટા એણે કરેલા નિશ્ચયની દૃઢતા સૂચવે છે.

૨. સ. "સુખી દુઃખી સજ્જન દુઃખ વેંચણી કુસુમાંજલિ પૃષ્ટ ૬૩".

**રાજા**—

**વસંતતિલકા.**

[1]પૂછ્યું સમાન સુખદુઃખની આ સખીએ
રે' ના કહ્યા વિણુ ખરી હૃદ વેદના તે,
પાછી વળી તલસતી નજરેથી એણે
જોયો છતાં શ્રવણુ-બ્હીકણુ શો હું આજે?

**શકુંતલા**—સખિ, જ્યારથી પેલા તપોવનના રક્ષક રાજર્ષિ મારી દૃષ્ટિએ ચઢયા ત્યારથી (એમ બોલી અર્ધેથી લજવાઇ જતાં અટકી જાય છે)

**બન્ને**—[2]બોલ, બોલ સખિ પછી?

**શકુંતલા**—એમનામાં મારી અભિલાષા રહી ગઈ, અને તેણે મને આ દશાએ પહોંચાડી.

**રાજા**—(હર્ષ પામી) સાંભળ્યું સાંભળવાનું હતું તે.

**ગીતિ.**

[3]મદનજ પીડતો'તો જે તેજ હવે આ શાન્ત કરે મુજને,
અર્ધ શ્યામળ દિવસો ગ્રીષ્માન્તે જયમ પ્રમોદ વર્ષાવે. ૧૦

---

૧. ખરેખરી હૃદયની વાત શકુંતલા હવે કહીજ દેશે એવી ખાતરી થતાં રાજાના મનની સ્થિતિ અત્યંત બારીક થઇ ગઇ. પોતાના પ્રતિ એણે સ્નેહ બતાવ્યો છે છતાં અત્યારે મન એટલું સંદેહવાળું થઈ ગયું છે કે ઇષ્ટ વસ્તુ સાંભળતાંય પણ બ્હીક લાગે છે! પરીક્ષામાં સારી રીતે લખેલું હોય છતાં પરિણામ સાંભળવા જનાર વિદ્યાર્થીને આવી શ્રવણુકાતરતાનો અનુભવ ઘણી વખત થયો હશે. ભગિરથ પ્રયત્નનું ફળ જાણુવાના પ્રસંગે મનુષ્યનું મન સ્વભાવે બ્હીકણુ બને છે એ સત્યનિરૂપણુનો આ સુંદર પ્રસંગ કવિએ બહુ કુશળતાથી સાધી લીધો છે.

૨. આ પાઠ રા. કાલેની પ્રતમાં નથી પણુ આ પાઠ શકુન્તલાએ આગળ કહેલા વાક્યની સાથે વધારે ઘટી શકે છે માટે કાલિદાસની મૂળ પ્રતમાં હોવો જોઇએ. એ પાઠ વગર સ્હેજ કલામાં ક્ષતિ થયા જેવું જણાય છે.

૩. વાદળે છવાયલો દિવસ સાધારણુ રીતે વ્યાધિનો ઉત્પાદક ગણાય છે, તેમજ વર્ષના બીજા ભાગમાં તે મનને ઉદ્વેગમાં રાખે છે; પરંતુ ગ્રીષ્માન્તે વર્ષા રૂતુ બેસતાં એવાજ દિવસો રમણીય લાગી આનંદ કરાવે છે, અને જળની વૃષ્ટિ કરી સર્વ વસ્તુને પુષ્ટિકારક બને છે. એકની એકજ વસ્તુ ભિન્ન સમયે કેવો જૂદો ભાવ ભજવે છે તે બતાવવા આ દૃષ્ટાન્ત યોજેલું છે. સ. વિ. ૩. ૨૦. અર્ધ શ્યામળ એટલે એડધોપડધો વાદળે છવાયલો.

**શકુંતલા**—તેથી હવે જો તમને ઠીક લાગતું હોય તો ગમે તેમ કરી મારા ઉપર એ રાજર્ષિની દયા થાય એમ કરો, નહીં તો પછી જરૂર તિલોદકની તૈયારીજ કરજો.

**રાજા**—સંશય ટાળનારૂંજ આ વચન.

**પ્રિયંવદા**—(બાજૂએ) અનસૂયા, આને કામ એટલો બધો વ્યાપ્યો છે કે એ વધારે વખત ખમે તેમ નથી. એનું મન જેનામાં ચોંટયું છે તે પૌરવોનું ભૂષણ છે, તેથી એની અભિલાષાને વખાણવા યોગ્યજ છે.

[1]**અનસૂયા**—તું કહું છું તેમજ છે.

(મોટેથી) સખિ, લાયકમાંજ તારી આસક્તિ ચોટી છે. સમુદ્રને છોડી મોટી નદીયો તે બીજા શેમાં ભળે?

**પ્રિયંવદા**—આંબા વિના તે કયું બીજું વૃક્ષ પલ્લવની ભરેલી માધવી લતાને ધારણ કરી શકે?

**રાજા**—બન્ને વિશાખા ચંદ્રકલાને અનુસરે તો એમાં આશ્ચર્ય પણ શું!

**અનસૂયા**—એવો તે શો ઉપાય હશે કે જેથી કોઇ જાણે નહીં તેમ અને તરતજ સખીનો મનોરથ આપણે પૂર્ણ કરાવીએ.

**પ્રિયંવદા**—કોઇ જાણે નહીં એટલાજ પૂરતુ વિચારવાનું છે; બાકી તરત પાર પડવો એ તો સ્હેલ છે.

**અનસૂયા**—કેમ વારૂ?

---

૧. રા. કાલેની પ્રતમાં બન્ને ઉક્તિયો અનસૂયાનાજ મુખમાં મૂકી છે. વાર્તાલાપના નિયમને જોતાં તથા કાલિદાસની કલાના અનુભવથી તથા અનસૂયાનું ગાંભિર્ય અને પ્રિયંવદાની શકુંતલા પ્રતિની રસમય પ્રીતિ ભરી વાણીનો પ્રસંગ પડયા પછી ખાતરી થાય છે કે ઉક્તિ મૂળમાં બન્ને સખીયોના મુખમાં વહેંચીનેજ કવિએ મૂકી હોવી જોઇએ. અનસૂયા એની ગંભીર વૃત્તિને અનુકૂલ થઇ પોતાની ઉક્તિમાં રાજાને સમુદ્ર સાથે સરખાવી ગર્ભિત રીતે રાજાની પ્રશંસા કરે છે ત્યારે સખીમાં પક્ષપાતી મધુરાલાપિની પ્રિયંવદા શકુંતલાને માંધવીલતા સાથે સરખાવી પોતાની સખીનાંજ વખાણ કરે છે! આ અનુમાનને રાજાની ઉક્તિથી ટેકો મળે છે કારણ કે એ કહે છે "બન્ને" વિશાખા ચંદ્રકળાને અનુસરે તો એમાં આશ્ચર્ય પણ શું? અને આ છેલ્લી રાજાની ઉક્તિ રા. કાલે કબુલ રાખે છે.

**પ્રિયંવદા**—એ રાજર્ષિએ સખીના ઉપર સ્નેહભરી દૃષ્ટિ નાખી પોતાની અભિલાષા બતાવી હતી, અને વળી આટલા દિવસોના ઉજાગરાથી એ દુબળા પડી ગયા છે એ ન દીઠું ?

**રાજા**—સત્ય છે, હું એવોજ થઇ ગયો છું. કેમકે

**હરિગીત.**

[1]ઉરદાહથી અતિ ઉષ્ણ અશ્રુ આંખથી ભુજ પર સરી
પ્રતિ રાત્રિ સરતાં એમ કરીયાં મલિન બહુ જેનાં મણી
આંટણ ધનુષ્યનું ના અડચે મણિબંધથી સરી સરી પડે
તે કનકનું આ વલય સારી સારી થાકયો હું ખરે।

**પ્રિયંવદા**—( વિચારી કાઢી ) અલી એમના ઉપર એક મદન લેખ લખીએ. એ પત્રને પુષ્પમાં સંતાડી દેવ પ્રસાદને બ્હાને એમના હાથમાંજ હું મોકલાવી આપીશ.

**અનસૂયા**—આ રમ્ય યુક્તિ મને ઠીક ગમી. જોઇએ શકુંતલા શું કહે છે ?

**શકુંતલા**—વળી તમે જે ઠરાવ કર્યો તેમાં તે આશંકા હોય !

**પ્રિયંવદા**—ત્યારે પહેલો તારી જાતનો કાંઇક ઇસારો કરી એક સુંદર લલિતાર્થવાળું પદ વિચારી કાઢ.

---

૧. મલિન કરીયાં કોણે ? મેં. તો 'સરી' એ શી રીતે બંધ બેસે ? 'સારી' જોઇએ; પણ અહીં બે ભિન્ન કારણોની ગુંથણી છે. મારા શરીરની સ્થિતિનું મૂળ કારણ મારો પ્રેમ છે એટલે સર્વનું મુખ્ય કારણ હું છું પણ મારી એવી ચિત્તવૃત્તિને લીધે અશ્રુ એની મેળે જ સરી પડે છે, હું સારતો નથી. અર્થાત્ અશ્રુધારાની સાથે મારૂં ચિત્ત જતું નથી પણ મારૂં ચિત્ત એટલું અસ્વસ્થ થઇ ગયું છે કે હું અશ્રુ ઉપર અંકુશ રાખી શકતો નથી. માટે અશ્રુની સરણ ક્રીયાને *active voice* માં વાપરી છે પણ એનું મૂળ કારણ તે હું પોતે છું માટે એના ફળનો એટલે પરિણામનો દોષ હું પોતે સ્વીકારૂં છું. તેથી મલિન મેંજ કર્યા એ યોગ્ય છે. આવી રીતે વ્યાકરણના નિયમને અંગે ચિત્ત સ્થિતિનું કાંઇક ભાન કરાવવા આવી વાક્ય રચના મૂકી છે. આવી રચના છતાં અર્થ અતિ સ્પષ્ટ અને તરત સમજાય તેવો છે. વ્યાકરણ રચનાનો વિચાર કરતાં અંદર રહેલો મર્મભાવ વિશેષતાને પામે છે. આવો અર્થ સાધવાને માટે આ રચના કરી છે તેથી નિર્દોષ છે એમ હું સમજું છું. મણિબંધ-કાંડુ. હાથે મણિની પાંચી પહેરવાનું સ્થળ.

**શકુંતલા**—[1]લે વિચારી કાઢું છું પણ વખતે અવગણના થાય એવી બ્હીકથી હૃદય કંપે છે!

**રાજા**—(હર્ષથી)

**વંશસ્થ.**

[2]ઉભો હું આ સંગમ ઇચ્છતો જ તે
ભીરૂ તું જેના અપમાનથી ડરે;
મળેય કે લક્ષ્મીં મળે ન યાચતાં,
પ્રસન્ન જેને થઇ તે મળે ન ક્યાં? ૧૨

**સખીયો**—જા, જા, પોતાના ગુણને હલકી ગણનારી? એવું તે કોણ હશે જે આલ્હાદકારક શરદપૂર્ણિમાની ચંદનીને શરીર ઉપર પડતી વેળા આડો પડદો ધરીને અટકાવે?

**શકુંતલા**—(હસીને) લે ત્યારે વિચારવા આ મંડી પડું. (બેઠી થઇ વિચારે છે)

**રાજા**—મીચાવું ભૂલી ગએલી આ આંખે પ્રિયાને હું જોઇ રહ્યો છું તે યથાર્થ છે કેમકે, એનું

**ગીતિ.**

ભ્રમર લતા કરીં ઉંચી વદન પ્રેમનાં પદ રચતાં રચતાં
કપોલ રોમાંચિતથી જણાવતું અનુરાગ વધ્યો મુજમાં. ૧૩

**શકુંતલા**—અલી, ગાવાની વસ્તુ તો મેં વિચારી કાઢી પણ લખવાનાં કાંઇ સાધન નથી તેનું કેમ?

**પ્રિયંવદા**—આ રહ્યું પોપટના પેટ જેવું સુકુમાર કમળપત્ર, તેના ઉપર નખથી લખી કાઢ.

**શકુંતલા**—(એ પ્રમાણે કરી બતાવતી) અલી સાંભળજો, આ અર્થ બંધબેસતો આવે છે કે?

**બન્ને**—અમે સાંભળીએ છીએ.

**શકુંતલા**—(વાંચે છે)

---

૧. પાંચમા અંકનું સ્હેજ સૂચન થાય છે.

૨. યાચના કરતાંય લક્ષ્મી મળવી મુશ્કેલ છે પણ જેના ઉપર લક્ષ્મી જાતે પ્રસન્ન થઇ તે માણસ લક્ષ્મીને ન મળવો એ શું? એ તો સદા એની પાસે હાથ જોડીનેજ ઉભો રહે છે.

આર્યા.

તવ મન નવ જાણું હું, પણ હે નિર્દય! તપે રાત દૂહાડો
મદન પ્રબળ આ તમમાં આસક્ત થયાં રહ્યાં અંગો. ૧૪

રાજા—(ઓચિંતો પાસે જઇ) તન્વંગી,

ગીતિ.

મદન તને તો તપતો પણ મુજને તો અનિશ રહ્યો બાળી,
દિવસ દમે નિશકરને ન તેટલો તે દમે કુમુદિનીને. ૧૫

સખીયો—(સહર્ષ) આવા અવિલંબિત મનોરથને વધાવી લઇએ છીએ.

(શકુંતલા ઉઠવા જાય છે તેને)

રાજા—ના, ના. એવા શ્રમની જરૂર નથી.

ગીતિ.

[1]કુસુમ-શયનને ચોટયાં ને ઝટ્ સુકતાં બિસ તંતુથી સુગંધી
અતિ પરિતાપે પીડયાં ગાત્રોને આ વિવેક શોભે ન્હૈ. ૧૬

અનસૂયા—આણી તરફના શિલાતલ ઉપર બિરાજીએ.

(રાજા બેસે છે. શકુંતલા લજ્જા પામી ઉભી રહે છે)

પ્રિયંવદા—[2]તમારી બન્નેયની પરસ્પર પ્રીતિ ઉઘાડી જ છે, છતાં સખી ઉપરનો સ્નેહ મને આટલું વધારા પડતું બોલાવે છે.

રાજા—ભદ્રે બંધ ન રહેશો. કહેવાનું હોય તે જો ન કહ્યું તો પાછળથી સંતાપ કરાવે છે.

પ્રિયંવદા—રાજાએ પોતાના દેશમાં વસનાર દુઃખીજનનાં દુઃખ હરવાં એવો તમારો ધર્મ છે.

રાજા—હા, એનાથી બીજો ઉંચો ધર્મ નથી.

પ્રિયંવદા—[3]તો આ અમારી પ્રિય સખીને તમારે માટે જ ભગવાન મદને આવી દયામણી દશાએ પહોંચાડી છે. તેથી જરા દયા કરી એને ઉગારી લેવી જોઇએ.

---

૧. ઝટ્ સુકતા બિસુતંતુથી પરિતાપનું બાહુલ્ય સૂચવ્યું છે.
૨. સ. વિ. ૨. ચિત્રલેખાની રાજા પ્રતિ કરેલી અભ્યર્થના.
૩. સ. વિ. ૨. ચિત્રલેખાની પુરૂરવ પ્રતિ કરેલી અભ્યર્થના.

**રાજા**—ભદ્રે, આ પ્રણય તો અમારે બન્નેને સમાન જ છે. આપનો હું બધી રીતે અનુગ્રહિત થયો.

**શકુંતલા**—[1] (પ્રિયંવદા સ્હામું જોઇ) અલી, રાણીયોના વિરહથી પીડાયલા રાજર્ષિને આમ ખોટી શું કરવા કરૂં છું?

**રાજા**—સુંદરિ

**દ્રુતવિલંબિત.**

[2]અવર લુબ્ધ રહ્યું મુજ આ હૃદે
હૃદય વાસ કરી રહી તું કહે,
જરૂર હા! તવ તો મદિરેક્ષણે
મદન-વિદ્ધ મને ફરી તું હણે ૧૭

[3]**અનસૂયા**—વયસ્ય, રાજાને તો બહુ રાણીયો હોય એમ સાંભળ્યું છે. આ અમારી પ્રિય સખીનું એના બંધુજનને ચિંતા કરવાનું ના રહે તેમ આપ કરજો.

**રાજા**—ભદ્રે, વધારે તો શું કહું, પણ

**અનુષ્ટુભ્.**

રાણી બહુ છતાં બેજ પ્રતિષ્ટા મુજ કુળની
સમુદ્રે વીંટળી પૃથ્વી અને આ સખી આપની. ૧૮

**બન્ને**—અમને નિરાંત વળી.

---

૧. ઘણો મધુર વાર્તાલાપ.

૨. આ મારૂ હૃદય અનન્ય પરાયણ એટલે તું એકલીમાંજ આસક્ત છતાં તેથી "જૂદુ" અંતઃપુરની રાણીયોમાં રમી રહેલું છે એમ તું મારા હૃદયમાં વાસ કરીને રહ્યા છતાં જો કહેવાની હિમ્મત કરે તો તો મદનથી હું ઘવાયલો છુંજ અને વળી એવા તારા વચનથી તું મને ફરીને શારીજ નાખું છું!

૩. શકુંતલા અને એની શખીયોનું આ સૌજન્ય (culture) અત્યારની એમ. એ. ની અને બી. એ. ની પરીક્ષા પાસ થએલી તેમની બ્હેનોને કદાચ સ્વીકાર નહીં થાય. પુરૂષો બે ત્રણ સ્ત્રીઓ પરણે તો એજ હક સ્ત્રીઓને કેમ ન મળવો જોઇએ એવી દૃઢ દલીલ ભર્યું અત્યારનું સૌજન્ય અહીં બહુ સારૂં શોભત! એકે કદિ અત્યાચાર કર્યો હોય તો બીજાએ પણ તેવો અત્યાચાર કરવો જ એ આ જમાનામાં ન્યાય ગણાશે?

**પ્રિયંવદા**—(આંખનો અણુસારો કરીને) અનસૂયા, જો પેલું મૃગનું બચ્ચું અહીં જોતું જોતું આતુરતાથી એની માને ખોળે છે, ચાલ આપણે એને ભેળું કરીએ. (એમ કહી બન્નેએ ચાલવા માંડ્યું.)

**શકુંતલા**—બ્હેન હું અશરણ છું. બેમાંથી એક તો આવો!

**બન્ને**—પૃથ્વી જેને શરણે છે તેજ તારી પાસે છે ને?

(જતી રહે છે)

**શકુંતલા**—ખરે બેય જતી રહીયો?

**રાજા**—ચિંતા શી છે? આરાધના કરતો સેવક આ તારી ચડમાંજ છે.

**વસંતતિલક.**

[1]લ્હેતો તને શિતળ પદ્મ દળે ભરેલે
ઢોળું પ્રશાન્ત કરતાં શિત વાયુ પંખે,
કે પદ્મ–તામ્ર ચરણો લઇ અંક મધ્યે
ચંપી કરૂં સુખદ હે કરભોરૂ! તારાં. ૧૯

**શકુંતલા**—[2]માન આપવા યોગ્ય પાસે સેવા કરાવીને હું પાપમાં નહીં પડું. (એમ કહી ચાલવા જાય છે.)

**રાજા**—સુંદરિ, હજુ દિવસ નમ્યો નથી. અને તારા શરીરના હાલ તો આવા છે!

**ગીતિ.**

કુસુમ શયનને ત્યજીને, ને સ્તન ઢાંકણુ કમળ પત્ર નાખી
કેમ જવાશે તડકે દુખથી કોમળ થએલ અંગોથી. ૨૦

(એમ કહી પરાણે પાછી વાળે છે.)

---

૧. શુદ્ધ પ્રેમ અને પુરૂષત્વને છાજતો પ્રિયા ભણી કરેલો કેવો મધુર વિનય! આમાં જરાય નબળાઇ નથી. પ્રેમને ઉચિત સેવકની ભાવનામાં પણ પુરૂષત્વ કેટલું ઉછળી રહ્યું છે. સેવકત્વ માત્ર પ્રેમ પુરતું જ છે.

૨. રાજાના પુરૂષત્વ ભર્યા વિવેકને છાજતોજ આર્યબાળાને યોગ્ય શકુંતલાનો આ પ્રત્યુત્તર છે. પ્રેમનો વિવેક પણ ધર્મની મર્યાદામાંજ શોભે છે. હાલના કેટલાક પ્રેમઘેલાનો વ્યવહાર આથી કેવળ જૂદાજ પ્રકારનો હોય છે. એમની પદ્ધતિએ તો આવા પ્રસંગમાં શકુંતલા રાજા પાસે પગ ચંપાવેજ! અને સ્ત્રી ભાવને પ્રાપ્ત થયેલો પુરૂષ પણ અનેક ન આચરવાનાં કાર્ય કરવા મંડી પડે અને ઉભય કૃત્યને પ્રેમને બ્હાને યોગ્ય સમજી પોતાને ઉત્કૃષ્ટ દશાએ પહોંચેલો માને!

**શકુંતલા**—પૌરવ જરા વિનય રાખો. મદનથી ધીકી રહી છું ખરી પણ જાતની હું માલીક નથી.

**રાજા**—ભીરૂ, તારા વડીલનો ભય ન રાખ. પૂજ્યપાદ કુલપતિ ધર્મવિદ્ છે એટલે આમાં ત્હારો એ દોષ નહીં કાઢે, જો,

અનુષ્ટુભ્.

> કરી ગાંધર્વ વિવાહ કન્યા રાજર્ષિની ઘણી
> સાંભળી છે વરેલી ને વૃદ્ધોએ આપી સંમતિ. ૨૧

**શકુંતલા**—જરા મને છોડો; હું ત્યારે સખીયોને પૂછી આવું.

**રાજા**—ભલે, મૂકું છું.

**શકુંતલા**—પણ ક્યારે ?

**રાજા**—રૂહે.

ગીતિ.

> કોમળ ને અણુડંખ્યા નવિન કુસુમનો રસ [1]ષટ્પદ પેઠે
> અધર સુધાના રસનો ઉત્સુક હું લઉં જરાક ચાખી તે. ૨૨

(એનું મોં ઉંચું કરવા જાય છે. શકુંતલા ખેંચી લેવાનો પ્રયત્ન કરે છે.)

( પડદામાં )

ચક્રવાકિ સહચર ચક્રવાકની રજા લઇ લે. રજની આવી પહોંચી.

**શકુંતલા**—( ગભરાટમાં ) પૌરવ, નક્કી મારા શરીરની ખબર પૂછવા આર્યા ગૌતમી આણી તરફ આવે છે. આ ડાળાંની ઓથે થઇ જાવો.

**રાજા**—ઠીક ( સંતાઇને ઉભો રહે છે. )

( પછી હાથમાં જળપાત્ર લઇને ગૌતમી અને સખીયો પ્રવેશ કરે છે. )

**સખીયો**—માજી ગૌતમી આણી તરફ.

**ગૌતમી**—( શકુંતલા પાસે આવી ) બેટા, તાવ કાંઇ ઓછો થયો વારૂ ?

**શકુંતલા**—કાંઇક ફેર છે ખરો.

**ગૌતમી**—લે આ મંત્રેલા દર્ભોદકથી તારૂં શરીર પીડા રહિત થઇ જશે. બાપુ દિવસ નમી ગયો છે. ચાલ પર્ણકુટીએ જઇએ. ( એમ કહી ચાલવા માંડે છે. )

---

૧. ષટ્પદ=ભ્રમર.

**શકુંતલા**—( મનમાં ) હૃદય, પહેલાં તો જ્યારે સુખે મનોરથ પૂરો થવાનો થયો ત્યારે લજ્જા છંડાઇ નહીં; પશ્ચાતાપભર્યો વિયોગ થતાં હવે દુખ શેનું લાગે છે જે ? ( ચારેક ડગલાં હીંડી ઉભી રહી મોટેથી ) સંતાપહારક લતાવલય ! વળી ફરીને ભોગ કરવાનું તને હું કહેતી જાઉં છું ( દુખી થતી શકુંતલા સખીયો સાથે ચાલી જાયછે. )

**રાજા**—( પહેલાંના સ્થાને જઇને નિશ્વાસ નાખતાં ) અહો ! ઇચ્છેલી વસ્તુની પ્રાપ્તિમાં વિઘ્ન કેટલાં ! કેમકે, મેં

### ગીતિ.

[1]અધર, ઢાંકી આંગળીએ ક્ષણુ ક્ષણુ વારી રહ્યે મધુર દીસતું
સુલોચનાનું મુખ એ કયેમે ઉંચકયું ન હોય ચુંબાયું ! ૨૩

હવે હું કયાં જઉં ? અથવા અહીંજ આ પ્રિયાએ સેવીને ત્યજી દીધેલા લતા મંડપમાંજ ક્ષણેક ઉભો રહીશ (ચો તરફ જોઇને)

### શાર્દૂલ.

[2]આ શય્યા પડી પુષ્પની શરીરથી રોળાયલી એની, ને
ચોળ્યો મન્મથ લેખ પદ્મદલમાં એણે લખ્યો જે નખે,
હાથેથી નીકળી પડયું વલય આ જોતી રહી આંખડી
જાતાં જીવ ન ચાલતો યદપિ આ શૂની પડી માંડવી. ૨૪

---

૧. કાલિદાસના આ અદ્ભૂત આલેખનની રમ્યતા અનુભવવા અનેક સંસ્કાર અને ઉચ્ચ ભાવથી તૈયાર થઇ રહેલા હૃદયની જરૂર છે. આ વિચારનું ચિત્ર દોરવા પણ મહાન ચિત્રકાર જોઇએ. ક્ષણુક્ષણુ વારી રહેવામાં "અંતવિવર્તિ" ની ચેષ્ટા સ્વતઃસિદ્ધ હોવાથી એ શબ્દનું જૂદુ ભાષાન્તર શ્લોકમાં લીધું નથી.

૨. મન્મથ લેખ ચોળી નાખેલો પડયો છે ! ચોળ્યો એ શબ્દથી શકુંતલાના સૌકુમાર્યનું સુંદર સૂચન કર્યું છે. એણે મદન વ્યથામાં અધિરી થઈ મન્મથ લેખ સખીયોના અનુમોદનથી લખ્યો તો ખરો, પરંતુ એવા રસિક અને ઉન્નત આત્માને રાજાનું દર્શન થતાં 'નિર્દય' કહી લખેલા એ પત્રના વિચારે શરમાવી નાખી, અને તેથીજ રાજા જુવે નહીં તેમ હાથમાં ને હાથમાં ચોળી નાખી તેને પડતો મૂકયો ! હૃદયની ઉંડી અને ઉચ્ચ પણ અસ્પષ્ટ લાગણીયોથી સ્વભાવેજ બનતા આવા ઝીણા પ્રસંગોના કાર્ય કારણને ઉંડા અન્વેષણથી શોધી કાઢી ઝીણી બાબતોમાં પણ આત્માની ઉચ્ચગામી વૃત્તિનો ચિતાર ખડો કરવાની કાલિદાસની પ્રતિભા શક્તિ કાંઇક વિલક્ષણતા ધારણ કરે છે.

( આકાશમાં )

રાજન્—

વસંતતિલક.

સંધ્યા સમે યજન કર્મ શરૂ થતાંમાં
અગ્નિ પ્રદિપ્ત થઇ વેદિની સૌ દિશામાં
છાયા ભમે બહુ ભયાનક રાક્ષસોની
વિકાળ લાલ મુખના બહુ વેશ ધારી. ૨૫

રાજા—આ હું આવી પહોંચ્યો. ( જાય છે. )

[ત્રીજો અંક સમાપ્ત.]

# [1]અંક ચોથો.

( પુષ્પ વીણતી બે સખીયો પ્રવેશ કરે છે )

**અનસૂયા**—પ્રિયંવદા, જો કે ગાંધર્વ વિધિએ લાયક પતિને પામી શકુંતલા કલ્યાણરૂપ થઈ તેથી મારા હૃદયને નીરાંત વળી, હોય હજુ કેંક ચિંતા રહે છે.

**પ્રિયંવદા**—શી વારૂ ?

**અનસૂયા**—યજ્ઞની પૂર્ણાહુતિ કરી રૂષિયોએ આજે રાજર્ષિને

૧. આર્ય જીવનની ઉત્કૃષ્ટતાનું કેન્દ્ર તપોવન છે. બ્રહ્માંડની એકતાની ધૂન ભર્યા આર્ષ જીવનમાંથી આખા સંસારને પાવન કરનાર માનવ ધર્મની પ્રણાલિકામાં થઇને રેલી રહેલી વ્યવહાર શ્રેણી નગરો અને ગામડાંમાં ફરી વળે છે; દુનિયાના અનેક ક્લેષોમાં કલુશિત થએલા તેમના જીવન ઉપરનો મળ ધોઇ નાખી દુ:ખમાં પણ મનુષ્યોને વિશ્રાન્તિ આપે છે. તપોવનમાંથી મહેકી રહેલી આ ધાર્મિક જીવનની ફોર સંસારાંગારથી તપેલા જીવોને ટાઢા પાડી અધોગતિ કરાવનાર પ્રચંડ વિવર્ત ભર્યા પ્રવાહમાં પણ આવા તપોવનમાં વસતા મહન્તના જીવન કેન્દ્ર ભણીજ બદ્ધ લક્ષ્ય કરે છે. જીવન યાત્રા પૂરી કરી સ્હેજ ચઢેલા મેલને ધોઈ નાખવા અને અનુભવથી ઘડાયલા આત્માને પોતાની વિશુદ્ધિને યોગ્ય સ્થાનમાં રહી બળ આપવા વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરતા મનુષ્યો અહીં અંતકાળે આજ કેન્દ્ર ભણી વળે છે. આર્યની પ્રાચીન કેળવણીનાં આદિ અને અંત જ્યાં વનસ્પતિ, પશુ, પક્ષી, મનુષ્ય, દેવ સર્વની એકતા સ્વીકારાયલી છે તેવા તપોવનમાંજ રહેલાં છે અને ત્યાંજ ઉદ્દભવતી ધાર્મિક વિભૂતિ મધ્યસ્થ અવસ્થાના કલહ ભર્યા સંસારને સુખી કરી રસમય બનાવી મૂકે છે; તેજ જીવન રાજાથી રંક સુધીના તમામ પ્રાણિયોનું નિયામક બને છે અને મહાન ચક્રવર્તિ રાજાની વિભૂતિને પણ પોતાના બ્રાહ્મતેજ આગળ દીનતામાં નમાવી રાખે છે. આ જીવનનું ગૌરવ, તેની વિશુદ્ધિ, તેનો અન્ય સાંસારિક જીવન સાથેનો સંબંધ અને ગૃહસ્થાશ્રમના પરિણામે તેની વિશુદ્ધિમાં અંતનું નિવાસ સ્થાન એ સર્વ આ અંકમાં યોગ્ય ગાંભીર્ય ભરી ભાષામાં કવિએ અનુપમ શક્તિથી ચિતર્યા છે; અને એમ કરતાં અત્યંત વિસ્તાર પામેલા યોગીના હૃદય કમળનાં પડેપડ છૂટાં પાડી તેની જગન્મોહક મ્હેકથી કમળવાસમાં લુબ્ધ થયેલા ભ્રમરની પેઠે કવિ વાચકને ઉંડો તાણી જાય છે. આ અંક તેથીજ આખા નાટકમાં ઉત્તમ મનાયલો છે.

વિદાય કર્યાં; હવે પોતાની રાજધાનીમાં જતાં અંતઃપુરમાં રહી અહીં બનેલું વૃત્તાન્ત એમને તે સાંભરશે કે નહીં?

**પ્રિયંવદા**—વિશ્વાસ રાખ. એમના જેવી અસાધારણ આકૃતિવાળા ગુણમાં વિરૂદ્ધ ન હોય! પણ પિતાજી આ વૃતાન્ત સાંભળીને શું કહેશે એ કાંઇ કળાતું નથી.

**અનસૂયા**—મને તો લાગે છે કે એમને એ ગમશે જ.

**પ્રિયંવદા**—શા ઉપરથી?

**અનસૂયા**—ગુણવાનને કન્યા આપવી એવો તો એમનો પ્રથમથી જ સંકલ્પ છે, અને જો દૈવજ એવાને મેળવી આપે તો પછી વગર મહેનતે ગુરૂનો અર્થ પાર પડયો.

**પ્રિયંવદા**—( પુષ્પનો કંડીઓ જોઇને ) સખિ, બલિકર્મ સારૂં જોઇએ એટલાં ફુલ તો વીણી લીધાં.

**અનસૂયા**—[1] શકુન્તલાની સૌભાગ્ય દેવતાની આપણે પૂજા કરવાની છે ને?

**પ્રિયંવદા**—હા! હા! ( પાછાં વીણવા માંડે છે. )

( પડદામાં )

અરે કોઇ છે કે? આ હું આવ્યો છું.

**અનસૂયા**—( કાન દઇને ) આ કોઇ અતિથિના જેવી હાંક છે.

**પ્રિયંવદા**—પર્ણકુટિ આગળ શકુંતલા બેઠી છે ને?

**અનસૂયા**—પણ આજે તો એનું હૃદય ત્યાં આગળ નથી જો. ચાલ ત્યારે આટલાં ફુલ તો ઘણાંય છે. ( એમ કહી ચાલવા માંડે છે. )

( પડદામાં )

આહ્! અતિથિનો અનાદર કરનારી!

**વસંતતિલક.**

જેનું રહ્યે કરી તું ચિંતન એક ચિત્તે
આવ્યો તપોધન હું જોઇ શકી ન એને
સંભારતાં પણ તને ભુલશે જ જા તે
ભૂલે પ્રમત્ત જયમ આગલી વાત સર્વે. ૧

---

૧. આવી પૂજા વ્હેમ ગણીએ ત્હોય પવિત્ર ભાવનાને પુષ્ટિ આપનાર આનંદકારક ગૃહવ્યવહાર તો છેજ.

પ્રિયંવદા—અરે હાય! હાય! આ તો સત્યાનાશ વળી ગયું. આ શૂન્યહૃદય શકુંતલા કોઇ પૂજ્ય પુરૂષના અપરાધમાં આવી ગઇ. (આગળ જોઇને) કોઇ જેવા તેવાના નહી! આ મહર્ષિ તો કોપનું જાળું પેલા દુર્વાસા! આમ શાપ દઇને વેગથી પાછા ય વળી ગયા! એમની ગતિ રોકવી ય મુશ્કેલ છે!

અનસૂયા—અગ્નિ વિના તે બીજુ કોણ બાળતું હશે? ચાલ એમને પગે પડીને પાછા વાળ, અને હું આ અર્ઘોદક તૈયાર કરૂં.

પ્રિયંવદા—આ દોડું. (એમ કહી જાય છે.)

અનસૂયા—(ઠોકર ખાઇને) [1]અરે આ ઉતાવળમાં ઠેસ વાગવાથી ફુલની છાબ પણ હાથમાંથી પડી ગઇ? (પુષ્પ વીણી લે છે)

(પ્રવેશ કરી)

પ્રિયંવદા—સખિ, જાતના આડા તે વળી કોઇની આજીજી માનતા હશે કે? હોય વળી આમ તેમ સમજાવીને કૈંક દયા ઉપજાવી.

અનસૂયા—(હસીને) એમનામાં તો એટલું ય ઘણુંને! હાં, કહેવા માંડ.

પ્રિયંવદા—જ્યાંરે પાછા વળવાનું એમનું મન ના દીઠું ત્યારે મેં મહારાજને વિનંતિ કરી કે ભગવન્ આપના તપનો પ્રભાવ એ બાપડી ક્યાંથી જાણે! એ તો તમારૂં જ બાળક છે, આ એનો પહેલોજ અપરાધ જાણી ક્ષમા કરવી ઘટે.

અનસૂયા—પછી—

પ્રિયંવદા—પછી, "મારૂં વચન મિથ્યા તો નહીં થાય પણ કોઇ આભરણની નિશાની જોવાથી મારો શાપ વળી જશે" એમ કહેતાં કહેતાં તો એ અંતર્ધાન થઇ ગયા!

અનસૂયા—[2]હવે કાંઇક જીવમાં જીવ આવ્યો. એ રાજર્ષિએ પોતેજ જતી વખતે એમના નામની અક્ષરવાળી વીંટી એંધાણી દાખલ એને આપી છે; એટલે હવે શાપનો ઉપાય તો શકુંતલાના હાથમાં જ છે.

પ્રિયંવદા—સખિ ચાલ દેવ સેવા કરી લઇએ.

---

૧. કેટલો સ્વાભાવિક પ્રસંગ! ઉતાવળ સર્વ વ્યવહારમાં વિઘ્નકર્ત્ત છે.

૨. શકુન્તલાના ઉપર કેટલો આત્મભાવ! નિસ્વાર્થ સરળ મૈત્રિ કેટલી સહાયક બને છે?

( આમ તેમ પરિક્રમણ કરે છે )

**પ્રિયંવદા**—( જોઇને ) અનસૂયા, જો તો ખરી પેલી ડાબા હાથ ઉપર વદન ટેકવીને બેઠેલી ચિત્ર જેવી પ્રિય સખી ! પતિના ચિંતનમાં એ તો પોતાની જાતને ય ભૂલી ગઈ છે ! તો પછી કોઈ આવેલાની તો વાતજ શી !

**અનસૂયા**—પ્રિયંવદા, આ વૃત્તાન્ત તો આપણે બેજ જાણીએ હોં ! સ્વભાવેજ બહુ કોમળ આપણી સખીને પાછી આપણે સંભાળવી છે !

**પ્રિયંવદા**—એવું મોગરવેલને તે ઉનુ પાણી કોણ રેડતું હશે ?

( બન્ને જણાં જતાં રહે છે )

( વિષ્કંભ )

[1]( ઉંઘમાંથી ઉઠીને શિષ્ય પ્રવેશ કરે છે )

**શિષ્ય**—પ્રવાસેથી પાછા ફરેલા ભગવાન કાશ્યપે મને પૂછ્યું કે કેટલો વખત થયો છે ? પ્રકાશમાં જઇને જોઉં જોઇએ કેટલીક રાત રહી છે ! ( આમ તેમ ફરીને જોઇ ) અરે આતો પ્રભાત થઇ ગયું, કેમકે

**વસંતતિલક.**

[2]આ આમ ઓષધિપતિ થઇ જાય અસ્ત<br>
પેણે ઉગે અરૂણુ આગળ આવી સૂર્ય,<br>
એ તેજનાં ઉદય અસ્ત થતાં જ સાથે<br>
જાણે રચ્યાં નિયમી લોકની આ દશાને. ૨

વળી,

**વસંતતિલક.**

[3]સંતાઇ આ શશિ જતાં નહિ દૃષ્ટિ ઠારે<br>
સંભારવે જ રહી રમ્ય કુમુદિની તે<br>
હા ! નારીને પ્રિતમ દૂર ગયાનું દુઃખ<br>
અત્યંત દુસ્સહ બને મુજને જણાય. ૩

---

૧. આ વૃતાન્ત અને હવે પછીના વૃતાન્તની વચ્ચે ઘણોક સમય વહી ગયો છે.

૨. પૂર્ણિમાની રાત્રિના અંત પછી થતા પ્રાતઃનું શું સુંદર અવલોકન ! તપસ્વીના જીવનને યોગ્યજ હસ્ય તેજ બિંબના સાથે થતા અસ્તોદયથી સૂચિત મનુષ્યજીવનના ઉપર પડતી તેની યથાર્થ દૃષ્ટિ અને તેની સાથે નાટકની વસ્તુના ભવિષ્યનો સંભળાતો ધ્વનિ !

૩. અહીં પણ શકુંતલાની અવસ્થાનોજ ભણકારો.

(પડદો ખેંચતાં જ પ્રવેશ કરી)

**અનસૂયા**—યદ્યપિ વિષયથી વિરક્ત જનને આવી ખબર ન પડે, ત્હોય આ રાજાએ તો શકુંતલા ભણી ઘણું અઘટિત આચરણ કર્યું!

**શિષ્ય**—ત્યારે તો હોમ વેલા થઇ એમ હું ગુરૂને કહી આવું.

(ચાલી જાય છે)

**અનસૂયા**—હું ઉઠી તો ખરી, પણ કરીશ શું? મારાં નિત્ય કર્મમાં પણ હાથપગ ઉપડતા નથી. હવે કામદેવની આશા ભલે સફળ થાવ. એણે જ આવા જુઠ્ઠા જનની સાથે શૂન્ય હૃદય સખીનાં પાનાં પાડયાં! અથવા, દુર્વાસાના કોપનો તો એ વિકાર નહી હોય! નહીં તો આવા રાજર્ષિ આટલું આટલું કહી ગયા છતાં અત્યારસુધી કાગળ સરખોય કેમ ન મોકલે? ત્યારે એમની એંધાણીની વીંટી અહીંથી એમના ઉપર મોકલાવીએ? [1]પણ કષ્ટશીલ તપસ્વીમાંથી કહેવું ય કોને? વળી બધો દોષ સખીના ઉપર પડશે એમ જાણી ઘણુંય મન કરૂંછું પણ પ્રવાસથી પાછા ફરેલા તાત કાશ્યપને મારાથી કહેવાતું ય નથી, કે શકુંતલા દુષ્યન્તની સાથે વરી છે, અને સગર્ભા છે. આ સ્થિતિ થઇ છે! હવે તે અમારે શું કરવું!

(પ્રવેશ કરી)

**પ્રિયંવદા**—[2](હર્ષમાં) સખિ! દોડ દોડ, શકુંતલાને વળાવવાની વિધિ કરવા.

**અનસૂયા**—શું કહેછ સખિ!

**પ્રિયંવદા**—સાંભળ, હમણાંજ હું શકુંતલાને પૂછવા ગઇ હતી કે તને નીરાંતે ઉંઘ આવી હતી કે!

**અનસૂયા**—પછી?

**પ્રિયંવદા**—ત્યાં તો બાપડી લજ્જાથી નીચું ઘાલી રહી હતી તેને તાત કશ્યપે છાતી સરખી ચાંપીને અભિનંદન આપતાં કહ્યું કે

---

૧. તપસ્વીને આવા સંસારીના મદનલેખ લઇ જવાનું કાર્ય સુંપવું અયોગ્ય લાગ્યું.

૨. શી સંધી સ્થાનની ખુબી! આવું સ્થાન ઉભું કરી બહુજ કઠિન પ્રસંગમાં વસ્તુ આવી પડી હતી પરંતુ કલાપ્રવીણ કાલિદાસને આવા કઠિન પ્રસંગમાં માર્ગ પણ એટલોજ સત્વર જડયો!

યજમાનની આંખ ધૂણીથી પૂરાઇ ગઇ હતી ત્હોય સદ્‌ભાગ્યે આહુતિ અગ્નિમાંજ પડી. પુત્રિ, [1]સુપાત્ર શિષ્યને આપેલી વિદ્યાની પેઠે મારે હવે તારી ચિંતા કરવાની ના રહી. આજે જ રૂષિયોની રખવાળી હેઠળ તને પતિ પાસે મોકલી દઉં છું.

**અનસૂયા**—પણ આ વૃત્તાન્ત તાત કાસ્યપને કહ્યો કોણે?

**પ્રિયંવદા**—એ જ્યારે અગ્નિહોત્રની કોટડીમાં પેઠા ત્યારે શરીર વિનાની છંદબદ્ધ વાણીએ!

**અનસૂયા**—( વિસ્મય પામી ) કેવી રીતે!

**પ્રિયંવદા**—( સંસ્કૃત બોલતી )

**અનુષ્ટુભ્.**

**[2]दुष्यन्तेनाहितं तेजो दधानां भूतये भुवः**
**अवेहि तनयां ब्रह्मन्नग्निगर्भां शमीमिव.** ४

**અનસૂયા**—( પ્રિયંવદાને ભેટી પડીને ) સખિ, એ તો મને બહુ જ ગમ્યું. ત્હોય આજે જ શકુંતલાને વળાવી દેવાનું જાણી સંતોષ તો થયો, પણ ઉચાટવાળો.

**પ્રિયંવદા**—[3]સખિ, આપણા ઉચાટનું તો આપણે સૌ કરી લઇશું. એ બાપડી સુખી થાય એટલે ઘણુંય!

**અનસૂયા**—ત્યારે તો પેલી આંબાની ડાળે લટકાવેલા નાળીએરીના પાનના સંપૂટમાં આ જ નિમિત્તે મેં ઘણોક કાળ ચાલે એવી

---

૧. વિદ્યા એ એક શક્તિ છે જેનો સદુપયોગ તેમજ દુરૂપયોગ પણ થઈ શકે. દુરૂપયોગ થતાં લોકનો નાશ કરવા પણ એ સમર્થ છે તેથી પૂર્વના રૂષિયો વિદ્યાનું દાન આપવા પણ ઘણી કાળજી રાખતા અને તેનો સદુપયોગ કે દુરૂપયોગ થશે એ વિચાર એમને સદા ચિંતાતુર રાખતો. વિદ્યા અહીં વિશેષ અર્થમાં વપરાયલી છે; સાધારણ જ્ઞાન પ્રાપ્તિના સાધન તરીકે નહીં પરંતુ યૌગિક વિદ્યા કે જેની શક્તિનો ઉપયોગ સદા સંભાળથીજ લોકહિતાર્થે કરવાનો હોય છે તે જ અર્થમાં વિદ્યા શબ્દ વપરાયલો છે. વરાળ વિજળી અને વિમાનની શોધ માણસના સુખને અર્થે વપરાઇ છે તેના કરતાં તેમના નાશનાં એ વધારે સબળ સાધન બન્યાં છે એ દુ:ખદ સત્ય સુવિદિત છે.

૨. હે બ્રહ્મન્.

દુષ્યન્તે તેજ પૂર્યું તે રહી લોક હિતે ધરી.
જાણજો દુહિતા એવી અગ્નિ ગર્ભા શમી સમી.

૩. કેટલી ઉદાર મનોવૃત્તિ!

બોરસળીની માળા રાખી મૂકી છે; તેને જરા તું લઇ રાખ. હુંય ત્યારસોરી એને માટે મૃગરોચન, તીર્થમૃત્તિકા અને દૂર્વાંકુર વિગેરે મંગળ શણગાર તૈયાર કરૂં.

**પ્રિયંવદા**—ઠીક, કરી લાવ. ( અનસૂયા જાય છે. પ્રિયંવદા ફુલ હાથમાં લેતી હોય એમ દેખાડે છે. )

( પડદામાં )

ગૌતમિ, શાર્ઙ્ગરવાદિને કહે કે શકુન્તલાને લઇ આવે.

**પ્રિયંવદા**—( કાન દઇને ) અનસૂયા, ઉતાવળ કર. હસ્તિનાપુર જનાર ૠષિયોને આ બોલાવ્યા.

( ચંદનાદિ લેપ લઇને પ્રવેશ કરી )

**અનસૂયા**—સખિ, હીંડ જઇએ. ( આમ તેમ ફરી )

**પ્રિયંવદા**—( જોઇને ) પેલી રહી શકુંતલા. સૂર્યોદય થતાં જ સ્નાન કરી માથું ઓળીને એ બેઠી છે અને સ્વસ્તિ વાચન ભણતી ૠષિ પત્નિયો હાથમાં નીવાર લઇને એનું અભિનંદન કરી રહી છે. ચાલો એની પાસે જઇએ.

( પાસે જાય છે )

( પછી ઉપર જણાવ્યા પ્રમાણે વ્યવહાર કરતી આસન ઉપર બેઠેલી શકુંતલા પ્રવેશ કરે છે )

**તાપસીયોમાંની એક**—( શકુંતલાને ) પુત્રિ, ભર્તાનું બહુમાન સૂચક મહાદેવી પદને પામજે.

**બીજી**—બ્હેન, વીરમાતા થજે.

**ત્રીજી**—બાપુ, ભર્તાને બહુ માનીતી થજે.

( આમ આશીસ્ આપીને ગૌતમી સિવાયની બીજી ચાલી જાય છે. )

**સખીયો**—( પાસે આવી ) સખિ તું સુખમાં ગરક થજે.

**શકુંતલા**—આવો આવો, સખીયો અહીં બેસો.

**બન્ને**—( મંગળ પાત્ર લઇને બેસે છે. ) બ્હેન તૈયાર થા એટલે અમે તને મંગળ શણગાર ભરવા માંડીએ.

**શકુંતલા**—આટલુંય ઘણું કરીને માનવાનું છે. સખીનો શણગાર હવેથી મને દુર્લભ થશે. ( એમ કહી આંસુ પાડે છે )

**બન્ને**—સખિ, આવા મંગળ અવસરે રડાય નહીં.

( આંસુ લોહીને આશ્વાસન આપે છે )

**પ્રિયંવદા**—આભરણ પ્હેરવા યોગ્ય આ સ્વરૂપને આશ્રમમાં મળતાં આવાંજ સાધનોથી ઉલટું બગાડીએ છીએ.

( પ્રવેશ કરી લાંબે હાથે )

**બે ઋષિકુમારો**—આ રહ્યા અલંકાર. એમને પ્હેરાવો.

( જોઇને બધાં વિસ્મય પામે છે )

**ગૌતમી**—બેટા નારદ, ક્યાંથી આ ?

**પહેલો**—તાત કાશ્યપના પ્રભાવથી ?

**ગૌતમી**—શું આ માનસી સિદ્ધિ ?

**બીજો**—ના રે ના. સાંભળો, ભગવાને અમને આજ્ઞા કરી હતી કે શકુંતલા માટે વનસ્પતિયો પાસેથી કુસુમો લઇ આવો. ત્યાં તો આ

**શાર્દૂલ.**

[1]એકે રેશમી વસ્ત્ર, પાણ્ડુ મુજને માંગલ્યકારી ધર્યું,
ને લાક્ષારસ પાદ રંગ ભરવા રેલી બીજું કૈં રહ્યું,
બીજાં વૃક્ષથી દેવતા વન તણી કાઢી હથેળી ઉંચી
આપે આ શણુગાર રમ્ય કળિયો જેવી ફુટી નીકળી. ૫

**પ્રિયંવદા**—( શકુંતલાને જોઇને ) બ્હેન આ પ્રસાદથી એમ સૂચન થાય છે કે તું પતિને ઘેર રાજ્ય લક્ષ્મીના ભોગ ભોગવીશ.

[2]( શકુંતલા શરમાય છે )

**પહેલો**—ગૌતમ ચાલ ચાલ, ભગવાન કાશ્યપ ન્હાઇ ઉઠયા હશે તેમને આ વનસ્પતિએ કરેલી સેવાનું નિવેદન કરીએ.

**બીજો**—ઠીક, ( બન્ને જાય છે )

**સખીયો**—અમે કદિ ભૂષણનો ઉપયોગ કરી જાણ્યો નથી. પણ ચિત્ર કળાના પરિચયે તારાં અંગ ઉપર આભરણો સજાવીએ.

**શકુંતલા**—હું જાણું છું તો ! તમે બન્નેય કુશળ છો.

( બન્ને જણ અલંકાર પ્હેરાવે છે )

( ન્હાઈ ઉઠીને કાશ્યપ પ્રવેશ કરે છે )

---

૧. વનસ્પતિ, સજીવ તથા મનુષ્યના વ્યવહારમાં ભાગ લેતી બતાવી છે. આજ આત્મભાવ આપણા વેદાન્ત ધર્મનું સૂત્ર છે. સર્વત્ર પ્રસરતો પ્રેમ એ આ ભાવનો સ્વાભાવિક વ્યવહાર છે. શૃંગારનું આજ પરમ જીવન છે. આવા પુનિતભાવનું દર્શન થતાં કેટલો આનંદ પ્રસરે છે ! સૃષ્ટિ કેવી રમણીય અને વસવા યોગ્ય જણાય છે.

૨. શું રમ્ય અનુભાવ !

**કાશ્યપ**—

**શાર્દૂલ.**

[૧]જાશે આજ શકુંતલા કરી હૃદે ઉદ્વેગથી ઉકળ્યું,
રોકયાં અશ્રુથી કંઠ ગદ્ગદ્ થતો ચિંતાથી ચક્ષુ સુનું,
સ્નેહે જો દુખ આવડું અમ સમા આરણ્યકોને થતું
પ્હેલો પુત્રિ વિયોગ કેમ ન દમે સંસારીને સો ઘણું ! ૬

(આમ બોલતાં પરિક્રમણુ કરે છે)

**સખીયો**—શકુંતલા, તારો શણગાર તો પૂરો થયો. હવે આ એ રેશમી વસ્ત્ર પ્હેરી લે, (શકુંતલા ઉઠીને પ્હેરે છે)

**ગૌતમી**—પુત્રિ, આ જાણે આનંદથી ઉભરાઈ જતી આંખે તારી ભેટ લેતા ગુરૂ પાસે જ આવીને ઉભા છે, એમને પગે લાગ.

**શકુંતલા**—(લજ્જાથી) તાત હું વંદન કરૂં છું.

**કાશ્યપ**—પુત્રિ,

**અનુષ્ટુભ્.**

શર્મિષ્ટા શી યયાતિને પતિને બહુ—માન્ય થા
પુત્ર તારે થજો એના ચક્રવર્તી પુરૂ સમા. ૭

**ગૌતમી**—ભગવન્ આતો આપે વરદાન આપ્યું. આશિસ્ નહીં.

**કાશ્યપ**—પુત્રિ, હવે હમણાં જ આહુતિ આપેલા અગ્નિદેવની પ્રદક્ષિણા કર. (સર્વે પ્રદક્ષિણા કરે છે)

**કાશ્યપ**—આહુતિની સુગંધીવડે

**ગીતિ.**

સ્થાપ્યા વેદી ફરતા, દર્ભ પાથરી, સમિધ અર્પેલા,
કરો તને પાવન આ વહ્નિ યજ્ઞના દુરિત દૂર કરતા. ૮

હવે ઉભી રહે. (દૃષ્ટિ ફેરવીને) શાઙ્ગરવાદ કયાં ગયા ?

(પ્રવેશ કરી)

**શિષ્ય**—ભગવન્ આ રહ્યા એ.

**કાશ્યપ**—આ તારી બ્હેનને માર્ગ બતાવ.

**શાઙ્ગરવ**—બ્હેન આમ આવો.

(સર્વે પરિક્રમણુ કરે છે)

---

૧. આ સ્થિતિનો અનુભવ છે તેને આ શ્લોક વિશેષ સમજાવવાની જરૂર નથી. જેને એનો અનુભવ નથી તે સમજાવતાંય આ સ્થિતિ સમજી શકે તેમ નથી. આ કાવ્ય વાંચીનેજ કાશ્યપની સ્થિતિમાં સક્રાન્ત થવાય છે.

**કાશ્યપ**—અરે હો! પાડોશનાં તપોવન વૃક્ષો!

શાર્દૂલ.

[1]પીતી ના જળ જે કદિ પ્રથમથી પીધા તમારા વિના,
વ્હાલું મંડન હોય પલ્લવ નહીં ચુંટે તમારાં જરા,
પ્હેલો ફાલ કુસુમનો પ્રખરતાં જે પાળતી ઉત્સવો,
તે આ જાય શકુંતલા પતિગૃહે તેને વળાવો તમો. ૯

**શાર્ઙ્ગરવ**—[2]( કોકિલાનો રવ સાંભળ્યો હોય તેમ )

ગીતિ.

તરૂવર વન બંધુએ શકુંતલાને દીધી વિદાય જ આ
ઉત્તર આવો દેતાં ટહુકી મંગળ મધુર કોકિલા. ૧૦

( આકાશે )

હરિગીત.

[3]અતિ રમ્ય વચ્ચે કમળ ભરીયાં સરો ઘડી ઘડી આવતાં,
છાયા ભર્યો તરૂવર ઘટાથી તાપ રવિનો કાપતાં,
થાજો પ્રવાસે કમળરજ શી મૃદુલ મૃદુ રેણુ ભર્યો
બહુ શાન્ત અનુકૂળ પવનવાળો માર્ગ મંગળ એહનો.

( સર્વે આશ્ચર્ય પામી સાંભળી રહે છે )

**ગૌતમી**—પુત્રિ, આ ભાંડુ જેવાં સ્નેહાળ તપોવનની દેવતાઓ તને વળાવે છે. એ ભગવતીયોને નમસ્કાર કર.

**શકુંતલા**—( પ્રણામ સાથે પરિક્રમણ કરી બાજુએ ) બ્હેન

---

૧. આ કેવળ ઉચ્ચ શૃંગારમય કાવ્ય જેટલું રમ્ય છે તેટલુંજ હૃદય દ્રાવક છે. પશુ, પંખી, વનસ્પતિ સર્વમાં એકતાનો ધ્વનિ પૂરી અત્યુત્તમ ઉચ્ચ જીવનનું એ ભાન કરાવે છે; આવું ઉચ્ચ જીવન સૃષ્ટિમાં આવેલી સર્વ વસ્તુની સાથે પ્રેમમાં સંકળાઇ રહ્યું છે. શૃંગારનું જીવન આવો વિશુદ્ધ પ્રેમજ છે. કાલિદાસના ઉચ્ચ આત્માનો વિલાસ સર્વ ભભકમાં અહીં ખીલી નીકળ્યો છે.

૨. આ બીજો શ્લોક કાશ્યપના મુખમાં મૂકવા કરતાં શાર્ઙ્ગરવના મુખમાં હોય તો વધારે શોભશે, તેજ પ્રમાણે એક મૂળ પ્રતમાં મૂકેલો છે. રા. કાલેની પ્રતમાં બન્ને શ્લોક કાશ્યપના મુખમાં મૂકયા છે તે મને લાગે છે કે યોગ્ય નથી.

૩. કમળ ભરીયા–કમળથી આચ્છાદિત થએલા અને કમલિનીના પાનથી લીલાં છમ થઇ રહેલાં. તપોવનમાંથી નગરમાં જવાના માર્ગની શી મનોહરતા !

પ્રિયંવદા આર્ય પુત્રના દર્શનની અભિલાષી છતાં આશ્રમને છોડીને જતાં મારા પગ ઉપડતા નથી.

**પ્રિયંવદા**—કાંઇ એકલી સખીને જ તપોવન વિરહનું દુઃખ નથી. તપોવનને પણ તારા વિયોગનું એટલું જ દુઃખ જણાય છે.

ગીતિ.

[1]દર્ભકવલ ત્યજી હરિણી, નૃત્ય ત્યજીને ઉભા રહ્યા મયુરો,
જો રહીં અશ્રુ સરાવી લતા ગેરવી પાણ્ડુ પાણ્ડુ પત્રો! ૧૨

**શકુંતલા**—(સંભારીને) તાત, મારી બ્હેન વનજ્યોત્સનોને હું મળી લેઉં.

**કાશ્યપ**—હા, હું જાણું છું, તારો એના ઉપર સહોદર સ્નેહ છે. આ રહી એ તારી જમણી બાજુએ.

**શકુંતલા**—(લતા પાસે જઇ) વનજ્યોત્સ્ના, આંબે વળગેલી છું ત્હોય આ તરફ પખરાયલી ડાળીરૂપી બાહુથી મને ભેટી લે. [2]આજથી હવે હું દૂરદેશ જઈ રહેનાર છું.

**કાશ્યપ**—

વસંતતિલક.

[3]સંકલ્પ મે પ્રથમથીજ કરેલ સ્વામી
પુણ્યે કરી તું તુજ યોગ્ય જ, પુત્રિ, પામી,
આંબે ચઢી વળગતી નવ માલિકા આ
તેથી હવે મટી મને તમ એની ચિંતા. ૧૩

અહીંથી હવે માર્ગે ચાલવા માંડો.

---

૧. ઓહો! શું આ રમણીયતા! આ વાંચતાં અનેક ઉત્તમ ભાવ ઉભરાઇ આવે છે. પશુ, પંખીના દશ્ય દેહનીપાર વિકાસતા આત્મામાં દૃષ્ટિ ખેંચાઇ જાય છે! 'અશ્રુણીવ' મૂળમાં જાણે આંસુ સારી રહી છે એમ કરતાં શ્લોકની ચમત્કૃતિમાં સ્હેજ ફેર પડે છે માટે ભાષાન્તરમાં અતિશયોક્તિ અલંકારજ રાખ્યો છે.—દર્ભકવલ એટલે દર્ભનો કોળીયો.

૨. આ છેલ્લા શબ્દો સાંભળી કોનું હૃદય ભરાઇ નહીં આવે!

૩. નવમાલિકા અને શકુંતલા બન્નેયને સ્વામી મળવાથી કાશ્યપની ચિંતા મટી. અહીં મૂળમાંય 'અને'–'ચ' શબ્દ કાલીદાસે છોડી દીધેલો છે એ સાર્થ છે. "અને" શબ્દ છોડી દઇને શકુંતલાને નવમાલિકાની સાથે સરખાવવાનું સૂચન કરવામાં આવ્યું છે. કાલિદાસ પોતાના કાવ્યમાં આવા રંગ પૂરવા ભાગ્યેજ ચૂકે છે.

**શકુંતલા**—( સખીયો ભણી ) બ્હેનો આને હવે તમારા બેના હાથમાં સુંપું છું.

**સખીયો**—અને આ અમને કોને હાથ સુપ્યાં ?

( એમ કહી આંસુ સારે છે )

**કાશ્યપ**—અનસૂયા, રડીશ ના; તમારે તો ઉલટી શકુંતલાને ધીરજ આપવાની ! ( સર્વે પરિક્રમણ કરે છે )

**શકુંતલા**—તાત પેલી ગર્ભથી ભારે થએલી મૃગી પર્ણકુટિ સુધી ચાલી રહી છે; તેને સુખે પ્રસવ થાય ત્યારે મને પ્રિય સમાચાર ક્હેવા કોકને મોકલજો.

**કાશ્યપ**—હું એ નહીં ભૂલું.

**શકુંતલા**—( ચાલતાં અચકાઇને ) આ મારા વસ્ત્રે કોણ વળગે છે ?

**કાશ્યપ**—પુત્રિ

**વસંતતિલક.**

દર્ભાંકુરે મુખ ઘવાતુ રૂઝાવવાને
ઇંગૂદિ તેલ રહીં સિંચતી તુંજ જેને
સામાનીં મુઠીં ખવરાવીં ઉછેરીયો જે
તે પુત્ર તુલ્ય મૃગ પૂઠ ન તારીં મેલે ! ૧૪

**શકુંતલા**—[1]વત્સ, તારો સહવાસ છોડીને જનારીની પાછળ શું કરવા આવું છું ? હમણાં પ્રસૂતિમાં જ મરી ગએલી મા વિના ય તું ઉછર્યો; અને હવે હું જઇશ તો પિતાજી તારી સંભાળ રાખશે, તેથી પાછો ફર.

( રોતી રોતી ઉભી રહે છે )

**કાશ્યપ**—

**વસંતતિલક.**

[2]ઉંચાં કર્યા નયનની ગતિ રોકતું જે
ધૈર્યે તું અશ્રુ કર બંધ જ આવતું તે,
લક્ષે ન રે' ભૂમિ ઉંચીં નીચીં દેશની આ
રસ્તે પડે ન સરખા પગ તેથીં તારા. ૧૫

---

૧. સંસારમાં ઘડી ઘડી અનુભવાતું સરળ સત્ય કેટલી મર્મ ભેદક વાણીથી કવિએ તારવી કાઢયું છે !

૨. બહુજ હૃદયવેધક ચિત્ર ! શકુંતલાનાં અશ્રુની સાથે વાચકનીય આંખમાંથી અશ્રુ છુટે છે.

**શાર્ઙ્ગરવ**—[1]ભગવન્ સ્નેહીજન જળાશય સુધી વળાવવા જાય એવો ધર્મ સાંભળ્યો છે; તો આ સરોવર તીર આવ્યું. અહીંથી સંદેશો કહી આપે હવે પાછા વળવું ઘટે.

**કાશ્યપ**—ત્યારે આ ક્ષીરવૃક્ષની છાયામાં ઉભા રહીએ.

( સર્વે ત્યાંજ ઉભા રહે છે )

**કાશ્યપ**—( મનમાં ) મહારાજશ્રી દુષ્યન્તને ઘટે તેવો સંદેશો કહેવો જોઇએ, નહીં વારૂ? ( વિચારે છે )

**શકુંતલા**—[2]( બાજુએ ફરી અનસૂયાને ) અલી, જો ને, એકજ કમળપત્રને આંતરે બેઠેલા સહચરને નહીં દેખવાથી ચક્રવાકી આતુર થઇને રડી રહી છે કે હું કાંઇક અવળુ કરી બેસીશ!

**અનસૂયા**—[3]સખિ, એમ ના બોલ

ગીતિ.

એ પણ રજની ગાળે પ્રિય વિણુ દુખમાં રહી જ લંબાતી,
અતુલ વેદના વિરહે ત્હોયે આશા વડે જ સ્હેવાતી. ૧૬

**કાશ્યપ**—શાર્ઙ્ગરવ, શકુંતલાને સુંપીને મારા નામથી રાજાને આટલું કહેજે.

**શાર્ઙ્ગરવ**—કહો મહારાજ.

---

૧. આ રીવાજ અદ્યાપિ પર્યંત હિંદુ સંસારમાં પ્રચલિત છે. નાનાં ગામડાંમાં વસનારને આનો અનુભવ અનેક વાર થાય છે. હિંદુ જીવન કેટલા બધા કાળથી એકધાર્યું ચાલ્યું આવે છે. પડતાં પડતાંય એના પડઘા હજુ સંભળાય છે.

૨. સૂર્યોદય થઈ ગયો છે એટલે ચક્રવાકીનો સહચર સાથેનો વિયોગ અયોગ્ય છે. તેથી કાંતો સમયનો દોષ આવે છે કે આવા પ્રસંગ શકુંતલા માત્ર પોતાની અવસ્થાનું સૂચન કરવા કલ્પનાથી જ ઉપજાવી સખીને કહી બતાવે છે. પણ એમ માનવામાં "पश्य" "જો" એવો સ્પષ્ટ શબ્દ આડે આવે છે. એને માત્ર ધ્યાન ખેંચવા પુરતો જ વાપર્યો હોય એવા અર્થમાં ઘટાવવો પડશે.

૩. પાંચમા અને સાતમા અંકમાંની વસ્તુનો કેટલો સ્પષ્ટ પડઘો અહીં જણાય છે. અનસૂયાનું વાક્ય કેટલું ધીરજ આપનારૂં છે. આપણા વિચારે આશા એ જીવનને લંબાવનારૂં સાધન છે; મનુષ્યને જીવનબળ આપનારી એક દેવી શક્તિ છે. સ. કુસુમાંજલિ પૃષ્ઠ ૧૫૩. એ જીવનદોરીયો તુટી ગએલા યંત્ર ઉપર આંગળી ફેરવતી પશ્ચિમના વિચારે કલ્પેલી અંધ શ્રદ્ધા દેવી નથી.

**કાશ્યપ—**

શાર્દૂલ.

[1]વિચારી ઠીક સંયમે ધની અમે, ઉંચા કુળે છો તમે,
ને આણે કરી સ્નેહ વૃત્તિ તમમાં જાણી ય ના બંધુએ,
રાણીમાં ગણી યોગ્ય ગૌરવ ભરી આને તમે રાખજો,
દૈવાધીન અધિક આથી વહુનાં કહેશે શું બન્ધુજનો. ૧૭

૧. કન્યાદાન દેતી વખતે વરને ધનદાન આપવાનો રીવાજ હજુય ઉચ્ચ વર્ણોમાં અને કુલિનના વ્યવહારમાં પ્રચલિત છે, એને ઉદ્દેશીને આ સંદેશામાં ઋષિને કહેવું પડે છે કે પહેરામણી તો અમે આપત પણ અમારી પાસે સંયમ સિવાય બીજું ધન નથી; છતાં વિત્ત કરતાંય સંયમ ધન ઉંચુ છે તેથી તમો કુલિનની સાથે વ્યવહાર બાંધવા અમે યોગ્ય છીએ. વળી તમે બન્નેની પ્રીતિ સત્વ ભાવ ભરી સ્વતંત્ર અને સ્વચ્છંદી છે એટલે સંબંધ તમે જાતેજ કરી લીધો છે. સંસ્કૃત ટીકામાં પ્રથમ પંક્તિનો અર્થ ઘટાવવા ઋષિના પ્રયોજનની બે પ્રકારે કલ્પના કરી છે. એકતો રાજા વખતે ઋષિની રજા વિના વર્યો તેથી એમ જાણશે કે ઋષિ ક્રોધે ભરાયા હશે તેથી અમે સંયમધની છીએ એમ કહાવ્યું; અને બીજી, ઋષિના મનમાં એવો સંદેહ ઉત્પન્ન થયો કે વખતે શકુંતલાનો સ્વીકાર થશે કે નહીં. આ બન્ને કલ્પનાઓ અયોગ્ય જણાય છે. પ્રથમ તો કાશ્યપની પૂર્વની ઉક્તિ " "મહારાજ શ્રી દુષ્યંતને ઘટે તેવો સંદેશો કહેવો જોઇએ" જે રાજાના પ્રતિ અતિ ઉચ્ચ અભિપ્રાય અને માન ધરાવનારી લાગણીની ભરેલી છે તે આવી બન્ને કલ્પનાની વિરૂદ્ધ છે. વળી ઋષિ જો રાજાને ઉંચા કુળના માને તો એ ઋષિનો અપરાધ કરે એવો વિચાર જ તે સમયે કેમ આવી શકે કે જેને માટે ઋષિ પોતાની ક્ષમા દર્શાવનાર સંદેશો કહાવે ! શકુંતલાનો અનાદર કરશે એવો જરાય ઋષિને વહેમ હોય તો પોતે જ સાથે કેમ ન જાત ? શકુંતલાના પ્રતિકૂલ દૈવની શાન્તિ અર્થે ઋષિ તપોવનમાં તપ કરવા ગયા તો અહીં માત્ર બે શિષ્યોને જ શંકા સમાધાન કરવાનું મહત્વનું કાર્ય ભાગ્યેજ સુંપત. વળી આ સંદેશાનો ભાવાર્થ આપતાં શાર્ઙ્ગૈરવ દુષ્યંત રાજાને પાંચમા અંકમાં ઉપરની બન્નેમાંથી એકેય કલ્પનાને પૃષ્ટિકારક વચન કહેતો નથી પણ શકુંતલા સંયમધનીના સંસ્કારવાળી હોવાથી મૂર્તિમતી સત્કિયા છે અને તમે શ્રેષ્ટોમાં એનુ પાણી ગ્રહણ કરવા યોગ્ય છો એમ પરસ્પરની યોગ્યતા જ બતાવે છે, અને બંધુજનની ખુટતી સંમતિ પ્રીતિ સર ઋષિએ આપી છે એટલું જ કહી શકુંતલાને સ્વીકારવાની વિનંતી કરે છે. વળી આ બે શંકામાંથી એકેય ઋષિને હોત તો શકુંતલાને કે ઋષિકુમારોને પણ એવી અવગણના પ્રસંગે કેવી રીતે વર્તવું તેનું સ્હેજ સૂચન પણ કરત, પરંતુ, તેવું કાંઈ જણાતું નથી. શકુંતલાને આપેલી શિખામણમાં પણ એવું જરાય સૂચન નથી.

**શાઙ્ગરવ**—સંદેશો સાંભળી લીધો.

**કાશ્યપ**—પુત્રિ, હવે તને કાંઇક શિખામણ આપું. વનવાસી છીએ ત્હોય લૌકિક તો અમે જાણીએ.

**શાઙ્ગરવ**—બુદ્ધિમાનથી ન સમજાય એવો કયો વિષય છે ?

**કાશ્યપ**—અહીંથી સાસરે જઇને

**શાર્દૂલ.**

સેવા તું કરજે ગુરૂની સખી થૈ રે'જે સપત્નિ કને
ભર્તાએ કદિ પીડી ત્હોય રૂષણે સ્હામી ન તેની થજે,
માયાળું બહુ તું થજે પરિજને ફુલ્લેશ ના વૈભવે
એવી સ્ત્રી ગૃહિણી ગણાય બીજીને અંગાર ક્હે છે કુળે.　　૧૮

અથવા ગૌતમીનું શું ધારવું છે ?

**ગૌતમી**—આ જ વહુને ક્હેવાનો ઉપદેશ. પુત્રિ, આ બધુંય ધ્યાનમાં રાખજે.

**કાશ્યપ**—વત્સ, મને અને આ સખીજનને ભેટી લે.

**શકુંતલા**—પિતા શું અહીંથીજ પ્રિયંવદાદિ સખીયો પાછી વળશે ?

**કાશ્યપ**—[1]પુત્રિ, આમને ય પરણાવવાની છે. એમનાથી ત્યાં ન અવાય, તારી સાથે આ ગૌતમી આવશે.

**શકુંતલા**—( પિતાને ભેટીને ) [2]હવે પિતાને ખોળેથી સરી પડીને મલયતરૂથી ઉખડી પડેલી ચંદનલતા પેઠે દેશાન્તરમાં શી રીતે જીવી શકીશ !

**કાશ્યપ**—પુત્રિ, આમ અકળાઉં છું શું ?

**હરિણિ.**

[3]કુલિન પતિની માનીતી તું ચઢી ગૃહિણી પદે
ગુરૂ વિભવનાં એનાં કાર્યે હમેશ વીંટી રહે
તરત પ્રસવી પ્રાચી પેઠે પવિત્ર પુત્રાર્કને
મુજ વિરહનાં પુત્રિ તું ના ગણીશ જ દુઃખને.　　૧૯.

---

૧. શકુંતલાની સાથે સખીયો જાય તો દુર્વાસાનો શાપ એ જાણે છે એટલે અહીંથી આગળનું નાટક બંધ થઈ જાત.

૨. અતિ મર્મભેદક વાણી !

૩. પિતાના વાત્સલ્ય ભાવનું આના કરતાં વધારે ઉંચુ દર્શન હોઇ શકે ? મારા વિરહનાં દુઃખ તું ગણીશ જ નહિ એ પંક્તિ હૃદયને પીગાળી

( શકુંતલા પિતાને પગે પડે છે. )

**કાશ્યપ**—મારી ઇચ્છા છે તેવું તને હજો.

**શકુંતલા**—( સખીયો પાસે જઈ ) બ્હેનો તમે બન્નેય મને સાથેજ ભેટો.

**સખીયો**—( એમ કરી ) સખિ, કદિ એ રાજાને ઓળખાણ પડતાં વાર લાગે તો આ એમની નામ કોતરેલી વીંટીં દેખાડજે.

**શકુંતલા**—આવા સંદેહે તો મારૂં અંગ કંપી ઉઠયું !

**સખીયો**—બ્હીશ નહીં. એતો સ્નેહજ એવી શંકા કરાવે છે.

**શાર્ઙ્ગરવ**—પહોર દ્હાડો તો ચઢીય ગયો. આપ ઉતાવળ કરો.

**શકુંતલા**—( આશ્રમભણી જોઇ ) તાત, ફરી હવે આ તપોવન હું ક્યારે જોઇશ ?

**કાશ્યપ**—સાંભળ.

**પ્રભાવતી.**

[1]વર્ષો સુધી રહીં સપત્નિ અખંડ ભૂમિની
દૌષ્યન્તિ પુત્ર પરણાવીં અનન્ય મ્હારથી
ભર્તાની સાથ સુંપીં રાજ્ય કુટુંબ ભારને
તું શાન્ત આશ્રમ ભણી પગ આમ વાળશે. ૨૦

**ગૌતમી**—બાપુ, જવાનો વખત વહી જાય છે. પિતાને પાછા વાળ.

**કાશ્યપ**—પુત્રિ તપના અનુષ્ઠાનમાં વિલંબ થાય છે.

**શકુંતલા**—( પિતાને ગાઢ ભેટીને ) પિતાજીનું શરીર તપશ્ચર્યાથી પીડાઇ રહ્યું છે; તેથી મારે માટે હવે બહુ ઉચાટ ન કરશો.

**કાશ્યપ**—( નિશ્વાસ મૂકી. )

---

નાખે છે ! પ્રાચી એટલે પૂર્વ દિશા, પુત્રાર્ક એટલે પુત્ર રૂપી સૂર્ય. પ્રથમની ત્રણ પંક્તિમાં પુત્રિનો અત્યંત અભ્યુદય સૂચવ્યો છે. રાજાને ત્યાં પટરાણી થતાં એમના બહુવિધ કર્તવ્યોમાં સહાય કરી એમના સુખનું ચિંતન કરતાં તને જરાય નવરાશ નહીં મળે. વળી સૂર્ય સમાન પ્રભાવવાળો તને પુત્ર થશે એટલે આ સર્વ કાર્યોમાં ગુંથાઇ રહ્યે દુખમાં તને વિરામ થશે. મારા વિરહનાં કશાંય દુખ તું ગણીશ જ નહીં. પુત્રિ તું સુખમાં જ રહેજે !

૧. અહીં સુધી સાંભળવા વાચક ભાગ્યેજ સ્વસ્થ રહી શકે છે ! દૌષન્તિ પુત્ર એટલે દુષ્યંત જેનો પિતા છે એવો પુત્ર. અનન્ય મહારથી=એવડો મોટો યોદ્ધો કે જેનો બીજો જોડો જ ન મળે. 'પ્રભાવતી' છંદ નવો જ છે; તેની ગણના (ત. ભ. જ. જ. ર)ની રાખેલી છે.

ગીતિ.

કેમ કરીને શમશે, પુત્રિ, શોક મુજ વિલોકતાં તારૂં
[1]ઉટજ દ્વારમાં ઉગ્યું નીવાર બલિ તેં પૂર્વે પૂરેલું. ૨૧.

બાપુ, જા. તારા માર્ગ કલ્યાણકારી થાવ.

( શકુન્તલા અને સાથે જનારાં જાય છે. )

**સખીયો**—( શકુંતલાને જોઇ રહી ) અરેરે ! વનની ઘટાઓમાં શકુંતલા અદૃશ્ય થઇ ગઈ !

**કાશ્યપ**—( નિશ્વાસ મૂકી ) અનસૂયા, તમારી સહીયર તો ગઈ. શોક સમાવીને આ મારી પાછળ પાછળ આવો.

**બન્ને**—તાત, શકુંતલાના વિરહે શૂન્ય જેવા તપોવનમાં કેમ પેશાશે.

**કાશ્યપ**—સ્નેહ વૃત્તિએ એમ જ લાગે. ( વિચાર કરતાં કરતાં પરિક્રમણ કરી ) હાશ ! શકુંતલાને સાસરે વળાવી હવે નીરાંત વળી; કેમકે,

ઉપેન્દ્રવજ્રા.

કન્યા ખરે વિત્તજ પારકું છે
વળાવી તેને પતિ ઘેર આજે
થયો સુખી અંતર આત્મ મારો
સુપી દઇ થાપણ પાછી જેવો. ૨૨.

( બધાંય જાય છે. )

## [ ચોથો અંક સમાપ્ત. ]

---

૧ ઉટજ એટલે પર્ણકુટિ.

# અંક પાંચમો.

( આસન ઉપર બેઠેલો રાજા અને વિદૂષક પ્રવેશ કરે છે. )

**વિદૂષક**—(કાન દઇને ) [1]અરે મિત્ર, આ સંગીતશાળા ભણી જરા ધ્યાન આપો. વિશુદ્ધ આલાપભર્યા ગીતના સૂર-સંયોગ જેવું સંભળાય છેઃ જાણ્યામાં પેલાં હંસપદિકા એ સૂર ઘુંટે છે.

**રાજા**—છાનો રહે! મને સાંભળવા દે.

( આકાશમાં ગાયન થાય છે )

ગીતિ.

[2]અભિનવ મદનો પ્યાસી તું ચુમીં આવી આમ્ર મંજરીને
નિરાંત કરિ બેઠો અહીં કમળવાસમાં વિસરીં મધુપ શું તે.૧૦

**રાજા**—અહો શી રાગથી ઉભરાઇ જતી આ ગીતિ!

**વિદૂષક**—ત્યારે ગીતિનો અક્ષરાર્થ તો તમે સમજ્યા ?

**રાજા**—( હસીને ) એક વાર પહેલાં મેં એની સાથે પ્રીત કરેલી, એટલે મને લાગે છે કે દેવી વસુમતીને લીધે એ મને ઠપકો દેછે. મિત્ર માઢવ્ય, મારા નામથી હંસપદિકાને કહે કે તેં મને ખૂબ ચાપકો માર્યો!

**વિદૂષક**—જેવી આપની આજ્ઞા. ( ઉઠીને ) પણ મિત્ર, પારકા

---

૧. સમય બપોર નમી ગયા પછીનો છે. રાજમંદીરમાં ગણિકાઓને ગાવાનો ચાલ આટલો બધો જૂનો જણાય છે!

૨. કવિએ સાભિપ્રાય યોજેલો 'અભિનવ' શબ્દ સ્પષ્ટ રીતે સૂચવે છે કે અહીં શકુન્તલાની સાથેના પરિચયના ધ્વનિને માટે જ એ શ્લોક મૂકેલો છે, કારણ કે બીજી રાણીયો હતી છતાં નવિન રસને અર્થેજ શકુંતલાનો તેણે પરિચય કર્યો હતો. હંસપદિકાની સાથે બરોબર બેસતું નથી કારણ કે હંસપદિકાની સાથે પ્રીતિ કરી ત્યારે પ્રથમ કોઇ સ્ત્રી નહોતી એ રાજાની જ ઉક્તિથી સ્પષ્ટ છે. રાજાને ભ્રાંતિ થવાનું કારણ તો દુર્વાસાનો શાપ છે એટલે એ બીજા અર્થમાં લે તે એની બુદ્ધિને હીણપદ લગાડતું નથી. આ સ્પષ્ટ અર્થ જોતાં રાજા તેને અસંબદ્ધ અર્થમાં સમજે છે એજ કવિની કલાને ખીલવે છે, કારણ કે આવા પ્રસંગથી રાજાનું ચિત્ત શાપની અસરમાં આવી ગયું બતાવી વાચકની વિવેકદૃષ્ટિને આગળથી તૈયાર કરવામાં આવે છે જેથી એને રાજા ઉપર અયોગ્ય તિરસ્કાર ઉત્પન્ન ન થાય.

પાસે મારી ચોટલી પકડાવીને એ મરાવશે તો અપ્સરાએ પકડેલા વેરાગીની પેઠે મારો છુટકોજ થવાનો નહીં.

**રાજા**—જા, એની સાથે જરા [૧]ચતુરાઇથી વાત કરજે.

**વિદૂષક**—શી ગતિ! (જાય છે.)

**રાજા**—(મનમાં) કેમ વારૂ આ ગીતાર્થ સાંભળીને કોઇ પ્રિયજનનો વિયોગ નથી છતાંય બહુજ ઉચાટ થાય છે?

અથવા—

**વસંતતિલક.**

જ્યારે શુણી મધુર શબ્દ અને રૂપાળું
જોઇ થતું સુખીં તથાપિ સચિંત જંતુ,
નિશ્ચે સ્મરાય ચિતમાં ન જણાય તેમ
ભાવે થયા સ્થિર ભવોભવના સબંધ. ૨

(અતિ વ્યાકુળ થઇ ઉભો રહે છે.) (કંચુકી પ્રવેશ કરે છે.)

**કંચુકી**—અરે! હું ખરે, આવીજ દશાએ પહોંચ્યો!

**વસંતતિલક.**

આચાર એમ ગણીં કુશળતાથીં ઝાલી
મેં જે છડી નૃપતિના રણુવાસ માંહી
ચાલે જ તે વહીં જતાં બહુ વર્ષ આજે
આ હીંડતાં થથરતા પગ ટેકવાને! ૩.

---

૧. મૂળમાંના "**नागरिक वृत्त्या**" એ શબ્દ ઉપરથી સમજાય છે કે કાલિદાસના વખતમાં ચતુરાઇથી, યુક્તિથી, પ્રપંચથી વાત કરી કામ કાઢી લેવાની પદ્ધતિને નાગરિક પદ્ધતિ કહેતા હશે, અને નાગરો તે આવી યુક્તિ પ્રયુક્તિમાં કુશળ પુરૂષો હશે. હાલમાં પણ નાગરો પોતાને મુત્સદ્દી વર્ગ માને છે અને એમનો વ્યવહાર ઘણે અંશે જાણે એ વૃત્તિને જ અનુકૂળ હોય તેમ જણાય છે. આ નાગરોનો તે વખતના નાગરિક વૃત્તિથી સૂચિત થતા નાગરો સાથે સંબંધ હશે? વિદૂષક એવી વૃત્તિમાં કુશળ હોવો જોઇએ, નહીં તો રાજા એવી યુક્તિનો ઉપયોગ કરવાનું એને કેમ કહે? વિદૂષક પણ જાતે બ્રાહ્મણ છે અને રાજ્ય દરબારમાં એનું કાર્ય પણ ઘણુંખરૂં એવું જ છે. વિદૂષક અને રાજાના આ ગાઢ સંબંધને લીધે તો રા. ભાણ્ડારકર કહે છે તેમ નાગરો ક્ષત્રિય નહિ ગણાયા હોય! બીજા અંકમાં રાજા વિદૂષકને પોતાના નાનાભાઇની પેઠે ઘેર મોકલે છે એ પણ આવા પ્રસંગમાં જોવા જેવું છે.

અરે ! દેવશ્રીના ધર્મકાર્યમાં વિલંબ ન જોઇએ. પણ હમણાંજ એ ધર્માસન ઉપરથી ઉઠયા છે, અને કણ્વ રૂષિના શિષ્યોનું પાછું અડચણ રૂપ થઈ પડતું આગમન તે એમને શી રીતે નિવેદન કરૂં ? અથવા લોક તંત્રના અધિકારવાળાને તે વિશ્રામ ક્યાંથી ? કેમકે

**વસંતતિલક.**

[1]સૂર્યે તુરંગ પણ એકજ વાર જોડયા,
રે' રાત્રિ દિન વહીં વાયુ સુગંધ દોડયા,
છે ભૂમિભાર શિર શેષ ધરી રહ્યા આ,
તેવોજ ધર્મ નૃપનો કરભાગ લેતા. ૪.

ત્યારે મારો ધર્મ બજાવું. (પરિક્રમણ કરતાં જોઇને) આ રહ્યા દેવ.

**ઉપજાતિ.**

કુટુંબની પેઠ પ્રજાનું તંત્ર
ચલાવીં એકાન્ત સુતા ક્ષણેક,
થાકી તપ્યો તાપ ચરાવી [2]યૂથ
ઠંડે સ્થળે જેમ વળે ગજેન્દ્ર. ૫.

(પાસે જઇને) દેવનો જય જય કાર. હિમાચળની પાસે આવેલા અરણ્યમાં વસતા કેટલાક તપસ્વીયો કાશ્યપ રૂષિનો સંદેશો લઇને એક સ્ત્રી સાથે અહીં આવ્યા છે. પછી જેવી દેવની આજ્ઞા.

**રાજા**—(આદર પૂર્વક) શું કાસ્યપનો સંદેશો ?

**કંચુકી**—હા જી.

**રાજા**—તો મારૂં નામ દઇને ઉપાધ્યાય સોમરાતને કહેવરાવો કે આ આશ્રમવાસીયોનો વેદવિધિ પૂર્વક સત્કાર કરી એમણે પોતે જ પ્રવેશ કરાવવો ઘટે. હું પણ તપસ્વીયોને મળવા યોગ્ય સ્થાનમાં ઉભો રહી વાટ જોઉં છું.

**કંચુકી**—જેવી દેવની આજ્ઞા. (જાય છે.)

**રાજા**—(ઉઠીને) વેત્રવતિ, અગ્નિહોત્રના સ્થળનો માર્ગ દેખાડ.

**પ્રતીહારી**—દેવ આણી તરફ.

**રાજા**—(પરિક્રમણ કરી અધિકારનું દુઃખ બતાવતો) સર્વ કોઇ ઇચ્છિત વસ્તુ મળે ય સુખી થાય; રાજાઓની અર્થ સિદ્ધિ તો પાછળ દુઃખ દેવા માટે જ.

---

૧. લોકતંત્રના અધિકારવાળા રાજાનું આવું સ્થાન ભાગ્યે જ કોઇની ઇર્ષાનું પાત્ર થશે !

૨. યૂથ એટલે ન્યૂથ, ટોળું.

**શાર્દૂલ.**

[1]પામી ઈચ્છિત વસ્તુ માત્ર ટળતી તેના વિષે જંખના,
શોષે વૃત્તિ સદાય વસ્તુ મળી તે સંભાળીને રાખવા,
પોતાને કર ઝાલી દંડ ફરતાં છત્રી સમું રાજ્ય આ
સંતાપે તપવા જ તેટલું નહી સંતાપ નીવારવા. ૬.

(પડદામાં)

**વૈતાલિકો**—દેવશ્રીનો જય થાવ.

**પહેલો**— **માલિની.**

નિજ સુખ ન વિચારૂ લોક અર્થે દુખી તું
પ્રતિદિન અથવા તું વૃત્તિ એવી જ ધારૂં;
તરૂવર સહતાં જો મુસ્તકે તાપ ભારે
પણ શિતળ કરે એ છાંયડે આશ્રિતોને. ૭.

**બીજો**— **માલિની.**

નિયમિ રહુ તું દંડે ચાલતાને કુમાર્ગે
શમવું કલહ સર્વે વીર છું રક્ષવાને,
બહુ વિભવ ભર્યાને હોય છો બાન્ધવો જે
પણ તું સરવ વાતે બન્ધુ છું સૌ પ્રજાને. ૮.

**રાજા**—[2]મન થાકી ગયું હતું તે પાછું આ તાજુ થઈ ગયું!

---

૧. રાજ્ય સેવાના કષ્ટનું શું સચોટ વર્ણન.

૨. કેવળ પરમાર્થ વૃત્તિવાળા પુરૂષોએ કરેલી ધાર્મિક સેવાનું બીજાઓ તરફથી સન્માન થાય નહીં તો એવી ઉદારવૃત્તિ પણ ઘણી વખત થાકી જાય છે. મનુષ્યનાં મન અને શરીરનો આ સાધારણ સ્વભાવ છે. પરંતુ એવી સેવાનું સન્માન થતાં મન અને શરીરની નબળાઇની છેક અવગણના કરી અંતરાત્મા આનંદ પામી ધર્મ પરાયણ વૃત્તિમાં તાજાજ જોરથી પુનઃ પ્રવૃત્ત થાય છે. આવા મહાત્માઓના કૃત્યનું સન્માન અને પ્રશંસા તે તેમને નીચતામાં દોરનાર ખુશામત ( Flattery or sycophancy ) નથી પરંતુ એના સત્કૃત્યનું લોકો તરફથી મળતું યોગ્ય ફળ છે. મહાત્માઓની કીર્તિ તે જનસ્વભાવનો આવોજ આવિર્ભાવ છે. કાલિદાસની દૃષ્ટિએ ચઢેલું આ સત્ય રાજાઓના વ્યવહારમાં પડી ગએલા પ્રસંગોમાંથી એમણે બહુ સુંદર રીતે સ્પષ્ટ કરી દેખાડયું છે. બહુ વિભવવાળાઓના ઘણા માણસો સગા થતા આવે છે અને એવાને એમની ઘણી મદદ મળે છે. ગરીબને વહાર કરનાર તો ધર્મિષ્ઠ રાજા એકલો જ હોય છે તેથી એ સર્વનો સમાન બંધુ જેવો ઉપર વર્ણવ્યો છે—સ. ક્ષાત્રપાળ સર્ગ ૧.

(પરિક્રમણ કરે છે)

**પ્રતીહારી**—હમણાં જ વાળીને સ્વચ્છ કર્યે રમણીય લાગતો આ અગ્નિગૃહનો ચોતરો; એની પાસે આ હોમ ધેનુ બાંધેલી છે. એના ઉપર પધારીએ.

**રાજા**—(ઉપર ચઢી પરિજનના ખભા ઉપર ટેકો દઇને ઉભો રહે છે) વેત્રવતિ, ભગવાન કાસ્યપે મારી પાસે આ ઋષિયો શાથી મોકલ્યા હશે?

**શાર્દૂલ.**

શું ત્યારે વ્રતધારી એ તપસીને વિઘ્નો તપે કૈં નડયાં?
કે શું ધર્મ અરણ્યમાં ચરી રહ્યાં પ્રાણિ કશે પીડીયાં?
હા! કે પુષ્પલતા ન કોઇ પ્રખરે મારા દુરાચારથી!
ઘોળાતું મન મારૂં તર્ક ચઢિયું સંદિગ્ધ થૈ ક્યારથી. ૯.

**પ્રતીહારી**—[1]મને તો લાગે છે કે આ ઋષિયો દેવશ્રીનાં સુચરિતથી આનંદ પામી આપને ધન્યવાદ આપવા આવે છે.

(પછી શકુંતલાને આગળ કરી ગૌતમી સાથે મુનિયો પ્રવેશ કરે છે)
(આગળ કંચુકી ને પુરોહિત આવે છે)

**કંચુકી**—આણી તરફ પધારો.

**શાર્ઙ્ગરવ**—શારદ્વત.

**શિખરિણી.**

[2]અહો મ્હા પુણ્યાર્થી નૃપ નિયમનો ભંગ ન કરે,
અને વર્ણોમાં જે નીચ પણ કુમાર્ગે ન પગ દે,
તથાપિ એકાન્તે અહર નિશ ટેવાયું મન આ
ભર્યું લોકે જાણે ગૃહ અગન વીંટી રહ્યું જ આ. ૧૦.

**શારદ્વત**—મને લાગે છે કે પુરમાં પ્રવેશ કર્યો ત્યારથી તમને એમ થતું હશે. મનેય પણ

**રોળા.**

[3]મલિન મર્દને હોય સ્નાન કરીયાને જેવા

---

૧. સત્ય ચરિત્રવાન રાજાને એના રાજ્ય ધર્મપાલનમાં સત્ચરિત્ર હોવાથી પ્રજા તરફથી અભિનંદન આપવાનો ઋષિયોનો રિવાજ હતો.

૨. કેટલો સ્વાભાવિક ચિતાર!

૩. વિરૂદ્ધ સ્થિતિસ્થ પુરૂષોનો અન્યોન્ય પ્રતિ કેવો ભાવ હોય છે તે આ શ્લોકમાં બહુ સારી રીતે ચિત્રેલો છે. સ્વાતંત્ર્ય અને બંધન, શુદ્ધ અને અશુદ્ધ, સ્વચ્છ અને મલિન, વિરાગી અને સુખાસક્ત એ સર્વનો વિરૂદ્ધ ભાવ પ્રકટ કર્યો છે.

શુધને જેમ અશુદ્ધ, બુદ્ધને જેમ સુતેલા,
સ્વતંત્રને જ્યમ બદ્ધ જણાયે લોક બધા આ,
સુખમાં અહિં આસક્ત મુજને જણાય તેવા. ૧૧

**શકુંતલા**—( કાંઇ અપશુકન થયા હોય તેમ ) આ મારી જમણી આંખ કેમ ફરકતી હશે ?

**ગૌતમી**—પુત્રિ, તારાં અમંગળ ટળી જાવ. તારા ભર્તાની કુલદેવતા તારાં સુખ વધારો. ( જાય છે )

**પુરોહિત**—( રાજાને બતાવતાં ) જુવો જુવો તપસ્વિયો પેલા વર્ણાશ્રમધર્મના પાલક મહારાજ શ્રી આસનેથી ઉઠીને આગળથી જ તમારી વાટ જોઇ રહ્યા છે.

**શાર્ઙ્ગરવ**—અહો ! મહા બ્રાહ્મણ, એ તો ઘણું વખાણવા યોગ્ય. હોય અમને કાંઈ નવાઇ નથી લાગતી, કેમકે,

**વંશસ્થ.**

[1]ફળે ભર્યાં વૃક્ષ લચી લચી નમે,
જળે ભર્યાં મેઘ ઝઝૂમીને ભમે,
સમૃદ્ધિથી સજ્જન નમ્રતા ધરે,
પરોપકારી જનનો સ્વભાવ એ. ૧૨.

**પ્રતીહારી**—દેવ, આમની મુખમુદ્રા પ્રસન્ન દેખાય છે તેથી જણાય છે કે રૂષિયો કંઇક સારા કામે જ આવ્યા છે.

**રાજા**—( શકુંતલાને જોઇ ) અને

**ગીતિ.**

[2]અવગુંઠન ઓઢીને સ્હેજ ઝળકતું શરીર લાવણ્ય
તપસીની વચ્ચે આ કોણ કળી શી પાણ્ડુ પત્ર માંહ્ય. ૧૩.

---

૧. પરોપકાર કરવાવાળાનો આવોજ સ્વભાવ હોય છે. સજ્જનની સમૃદ્ધિ પણ પરોપકારને અર્થે જ છે તેથી તે સદા નમ્રતા ધારણ કરે છે. સ્વાર્થી પુરૂષને જ અહંતાનો ગર્વ હોય છે. જેનું જીવન પરોપકારમય છે તેનામાં અહંતાનો સંભવ નથી હોતો અને તેથી જ અહીં જણાવ્યા તેવા ગુણોથી તે સદા અલંકૃત રહે છે.

૨. કુલાંગનાઓમાં આવું બારીક અવગુંઠન ઓઢવાનો પરિચય અહીં જૂના વખતથી પ્રચલિત જણાય છે. પશ્ચિમમાં પણ લગ્નની ક્રિયા વખતે કુલવધુ ઘણું બારીક અવગુંઠન ઓઢે છે તે પણ જાણવા જેવું છે—અવગુંઠન એટલે કપડાં પ્હેરી મ્હોં અને કપડાં ઢાંકવાનું બારીક વસ્ત્ર.

**પ્રતીહારી**—દેવ કુતૂહલમાં ગુંચાઇ ગએલો મારો તર્ક આગળ ચાલી શકતો નથી; પણ એની આકૃતિ તો જોવા જેવી દેખાય છે.

**રાજા**—હશે, પારકી સ્ત્રી ભણી નજર પણ ન થાય.

**શકુંતલા**—(છાતીએ હાથ દાબીને મનમાં) હૃદય આમ કંપું છું કેમ? આર્યપુત્રનો ભાવ સંભારીને તો ધીરજ ધર.

**પુરોહિત**—(આગળ જઇને) આ તપસ્વિયોની વિધિયુક્ત પૂજા કરી છે. ઉપાધ્યાયનો એ કાંઇક સંદેશો લાવ્યા છે. દેવ શ્રી તે સાંભળશો.

**રાજા**—મારૂં ધ્યાન જ છે.

**રૂષિયો**—(હાથ ઉંચા કરી) રાજન્ આપનો વિજય થાવ.

**રાજા**—સર્વેને હું અભિવંદન કરૂં છું.

**રૂષિયો**—ઇષ્ટની પ્રાપ્તિ થાવ.

**રાજા**—મુનિયોનાં તપ નિર્વિઘ્ન ચાલે છે?

**રૂષિયો**— **અનુષ્ટુભ્.**

વિઘ્ન શાં ધર્મચર્યામાં સંત જ્યાં રક્ષિ તું રહ્યો,
ઉગ્ર સૂર્ય તપે ત્યાં શું અંધકાર થશે ખરો? ૧૪.

**રાજા**—મારૂં રાજા એવું નામ ત્યારે સાર્થ થયું. વળી ભગવાન કાશ્યપ કુશળ છે? એ સદા લોકનો અનુગ્રહ કરવાવાળા છે.

**રૂષિયો**—સિદ્ધિવાળાને કુશળતા તો સ્વાધીનજ હોય છે. આપના આરોગ્યની ખબર પૂછી એમણે આટલું કહાવ્યું છે.

**રાજા**—ભગવાને શી આજ્ઞા કરી છે?

**શાર્ઙ્ગરવ**—પરસ્પર ભાવથી આ મારી પુત્રિ સાથે તમે જે લગ્ન કર્યું છે તેને તમો બન્ને ઉપર મારો પ્રેમ હોવાથી મેં સ્વીકાર્યું છે, કેમકે

**વંશસ્થ.**

[1]અમે ગુણ્યો શ્રેષ્ટ તું યોગ્યની મહીં,
વિશુદ્ધિની મૂર્તિ શકુંતલા વળી,
સમાન આ સદ્‌ગુણી જોડ ગોઠવી
વિધિ થયો મુક્ત પુરાણ ગાળથી. ૧૫.

---

૧. સરખે સરખી જોડ મળે જ નહીં એવી જે વિધિને માથે જૂના વખતની ગાળ છે તેમાંથી આ જોડ ગોઠવી વિધિ હવે મુક્ત થયો.

અને તે હમણાં સગર્ભા છે તેથી ધર્મચર્યામાં એને સાથી કરવા એનો સ્વીકાર કરો.

**ગૌતમી**—આર્ય, કાંક મારે કહેવું હતું પણ હવે બોલવાનું ના રહ્યું, કેમકે

ગીતિ.

[1]ગુરૂજન ગણ્યાં ન આણે તમે ય પણ ના પૂછ્યું બંધુજનને
સ્નેહ પરસ્પર સાંધ્યો એકમેકને હવે શું કહેવું તે! ૧૬.

**શકુંતલા**—( મનમાં ) આર્યપુત્ર શું કહેશે વારૂ ?

**રાજા**—વળી આતે શું આવી પડ્યું !

**શકુંતલા**—( મનમાં ) આ બોલ તો અગ્નિનો તણખોજ.

**શાઙ્ગરવ**—એમ કેમ વારૂ ? લોક વ્યવહારમાં તો આપ ઘણા પ્રવીણ છો.

વંશસ્થ.

છતે પતિ રોજ પિયેરમાં વસ્યે
સતીયની લોક વિરૂદ્ધ બોલશે;
ચહે સ્વબંધુ પતિને ગમે ન વા
રહે પતિ સાથજ એમ પ્રેમદા. ૧૭.

**રાજા**—શું ત્યારે આમની સાથે મેં પહેલું લગ્ન કરેલું ?

**શકુંતલા**—(ખેદથી મનમાં) હૃદય તારો વ્હેમ ખરો પડયો !

**શાઙ્ગરવ**— ગીતિ.

અણગમો કર્યા કર્મે શો, ધર્મ વિમુખતા અજાણતા શી આ ?

**રાજા**—આમ ખોટી કલ્પના કરીને શું બોલવું ?

**શાઙ્ગરવ**[2]—

ઐશ્વર્યથી છકયાના, વિકાર વધતા ઘણે ભાગ આવા ! ૧૮.

**રાજા**—આતો ખરેખર આક્ષેપજ કર્યો !

---

૧. ગાંધર્વ વિધિએ લગ્ન હતું પરંતુ અપવાદરૂપ જ. બંધુ જનની સંમતિ વિના કરવામાં આવતાં લગ્નના પ્રતિ કાલિદાસના વખતમાં અણગમો થએલો જણાય છે. ગાંધર્વ વિધિ એ પુરાણકાળની સંસ્થા હશે. આર્ય સંસાર સંપૂર્ણ સંસ્કાર પામી મર્યાદાથી સંકળાયો તે વખતથી આ અણગમો શરૂ થયો હશે. માનવ ધર્મશાસ્ત્ર સંસારના પૂર્ણ અનુભવનું અને ઉચ્ચ હૃદય વિકાસનું ફળ છે.

૨. લક્ષ્મીના મદથી અનેક વિકાર પ્રકટ થાય છે.

**ગૌતમી**—પુત્રિ, શરમાઇશ નહિ, આ તારૂં અવગુંઠન ખસેડી લઉં એટલે તારા પતિ તને ઓળખે. (એ પ્રમાણે કરે છે)

**રાજા**—(શકુંતલાને નિહાળી મનમાં) આ—

**માલિની.**

[1]સ્વરૂપ સમિપ આવ્યું નિર્મળી કાન્તિવાળું
પ્રથમ કદિ વરેલું હોય નિશ્ચે ન જાણું,
ગરભ હિમ ભરેલા કુંદ શું ભૃંગ પેઠે
ત્યજી શકું નહિ કે હું ભોગવી ના શકું તે. ૧૯.

(એમ વિચાર કરતો ઉભો રહે છે)

**પ્રતીહારી**—અહો સ્વામીની ધર્મ ઉપર શી ભાવના! વળી સુખે આવી મળેલું આવું સ્વરૂપ જોઇ બીજું કોણ વિચાર કરવા રહેતું હશે?

**રાજા**—[2]અરે તપસ્વિયો, સંભારી કાઢતાંય આમનો મેં સ્વીકાર કર્યો હોય એમ યાદ આવતું નથી, તો આ સગર્ભાનાં સ્પષ્ટ લક્ષણવાળાં પ્રતિ હું ક્ષેત્રી ગણાઉં એવી બ્હીકે મારાથી એમનો કેમ સ્વીકાર થાય?

---

૧. સ્વરૂપ અહીં સ્વરૂપવતી શકુંતલાના લાક્ષણિક અર્થમાં વપરાયું છે. શકુંતલા સગર્ભા છે અને તેને ગર્ભમાં હિમ ભરેલા કુંદની સાથે સરખાવી છે. તેને નહીં ભોગવી શકવાનું કારણ કુંદની અંદર રહેલા હિમની પેઠે એણે ધારણ કરેલો ગર્ભ છે. એ ગર્ભ પોતાનો જ છે એવો નિશ્ચય થયો નથી. આવી રીતે પોતાની સ્થિતિ ભૃંગની સાથે સરખાવતાં ઉપમા બહુ રમણીય અને ધ્વનિવાળી બનાવી છે. મૂળમાંના 'વિભાત્તે' નું ભાષાન્તર મૂકી દીધું છે કારણ કે હિમ ભર્યું કુંદ પ્રભાતમાંજ હોય એટલે અર્થમાં ક્ષતિકર નથી. વખતે રાજા સાથે ઘટાવતાં વિભાતે એટલે જીવન પ્રભાતમાં જ્યારે ઉપભોગ લુલુપ્સા પ્રજ્વલિત હોય તેવે સમયે આ સગર્ભ સ્વરૂપ આવ્યું અને તે ભોગવી શકાય તેવું ન રહ્યું એમ અર્થ કરી શકાય, પણ એ અર્થાપત્તિ સરળ નથી.

૨. સ્ત્રીને ક્ષેત્રરૂપ ગણેલી છે અને તેના ધણીને "ક્ષેત્રી" કહે છે. પણ જ્યારે સ્ત્રી પોતાના ધણીનાજ વીર્યથી સગર્ભા થાય ત્યારે ધણીને "બીજી" બીજ મૂકનાર કહે છે. એટલે સ્ત્રીમાં અન્યથી ગર્ભાધાન થાય તો પણ ક્ષેત્રીજ સ્ત્રીના શરીરનો ધણી હોવાથી સંતતિ ક્ષેત્રીનીજ ગણાય છે. આવી રીતે ક્ષેત્રી એ નામ ધણીને માટે દ્વિઅર્થી હોઇ ગર્ભિત અપમાન ભર્યું છે તેથી રાજા "ક્ષેત્રી" ગણાવાથી બ્હીવે છે કારણ કે પોતાને "બીજી" હોવાનો સંશય છે.

**શકુંતલા**—(બાજુએ) આર્યને વિવાહમાંજ સંદેહ પડે છે ત્યારે હવે બીજી મોટી મોટી આશાની તો વાત જ શી ?

**શાઙ્‌ગૅરવ**—એમ ન થાય, જેણે

ઉપજાતિ.

[1]અડયો સુતાને પણ માન્ય રાખ્યું
ગણે જ ના તે મુનિને જરા તું;

વળી,

સ્વીકારવાનું કર્હો ચોર્યું અર્થ
ગણ્યો તને ચોર સમો સુપાત્ર. ૨૦.

**શારદ્વત**—શાઙ્‌ગૅરવ, તમે જરા રહો. શકુન્તલા, અમારે તો જે કહેવા જેવું હતું તે કહ્યું; અને આ તો હવે આમ બોલે છે! તારે એનો જે ઉત્તર દેવો હોય તે દે અને ખાતરી કરી આપ.

**શકુંતલા**—( બાજુએ ) એવી કરેલી પ્રીતિ છેક આવી દ-શાએ પહોંચી તો પછી સંભારી આપીને ય શું કામની? હવે તો મારી જાતનો જ શોક કરવો રહ્યો એમ ઠર્યું! ( મોટેથી ) આર્યપુત્ર, ( અર્ધું બોલી ) પણ જ્યારે હવે શંશય પડયો ત્યારે એવું સંબોધન યોગ્ય નહીં. પૌરવ, સ્વભાવે જ આવા ભોળા હૃદયના જનને પ્રથમ

---

૧. સત્પાત્રને જ્યારે અર્થની ચોરી કરતાં જુવે ત્યારે ડાહ્યો અને ઉદાર મનવાળો માણસ એમ જ ધારે કે આવો પુરૂષ માત્ર ચોરી કરી મને અનર્થ કરવા પ્રેરાય નહીં તો જે વસ્તુની એણે ચોરી કરી છે તે વસ્તુ એને અત્યંત આવશ્યક હશે અને તેથી તે વસ્તુ ભોગવવાને તે યોગ્ય પણ હશે જ. આવા પ્રસંગમાં ઉદારવૃત્તિવાળો સજ્જન એવા સુપાત્ર ચોરને વસ્તુ પકડાયા છતાં આપી દેવાનું જ મન કરે તે ઉભયને છાજતું છે. ઋષિની આવી ઉદાર વૃત્તિનો રાજાએ ઉપકાર માનવો જોઈએ છતાં તેની અવગણના કરી તે શાઙ્‌ગૅરવના ક્રોધનું કારણ હતું. અર્થ એ પારિભાષિક શબ્દ શાસ્ત્રીય અર્થમાં વપરાયલો છે. આવશ્યક વસ્તુ તે અર્થ પછી તે વસ્તુ ગમે તે હો. એ શબ્દને અંગ્રેજી અર્થશાસ્ત્રમાં "Wealth" કહે છે.

શુદ્ધ ચારિત્ર્યના બળવાળા બ્રાહ્મણ રાજાના પ્રભાવની જરાય દરકાર કરતા નથી! આ બ્રહ્મતેજ સદા સત્યના રક્ષણાર્થે જ વપરાયું છે. જ્યાંસુધી આ તેજ રહ્યું ત્યાંસુધી જ રાજાઓ મર્યાદામાં રહ્યા. બ્રાહ્મણનો "ભાંમણ" થતાં દેશની દુર્દશા થઇ. બ્રહ્મત્વ બ્રાહ્મણ જન્મમાં જ સંકોચાતાં પ્રજાની-ઉન્નતિ ભૂતકાળમાં દટાઇ ગઇ!

આશ્રમમાં સંકેત કરીને છેતરી, અને હવે આમ બોલી તરછોડી કાઢવી એ તમને છાજતું નથી.

રાજા—( કાને હાથ દઇને ) શાન્તં પાપમ્.

ગીતિ.

[1]સ્વકુલ કલંકિત કરવા મથે શું વળી જન પતિત કરવા આ ?
નદી સમ ભેખડ ભાંગી નિર્મળ નિજ જળ અને તરૂ તટનાં ૨૧.

શકુંતલા—ઠીક ત્યારે, જો ખરેખર પારકી સ્ત્રી ગણીને જ આમ તમે કહેતા હો તો આ ઓળખાણુ આપીને તમારી શંકા દૂર કરીશ.

રાજા—એ તો ખરૂં કહ્યું.

શકુંતલા—( વીંટી પ્હેરવાની આંગળીએ હાથ ફેરવી ) અરે ધિક્ ! મારી આંગળીએ વીંટી જ નથી ! ( દુઃખથી ગૌતમી સામું જુવે છે. )

ગૌતમી—[2]ખરે શક્રાવતારમાં શચીતીર્થના જળનું વંદન કરતાં એ આંગળીએથી નીકળી પડી !

રાજા—( હસીને ) જોયું આ ! કહેવાય છે ની કે સ્ત્રીને બુદ્ધિ ઉઠાવતાં વાર જ નહીં.

શકુંતલા—ત્યારે તો વિધિએ જ પ્રભાવ બતાવ્યો ! લ્યો વળી બીજી વાત કહું.

રાજા—હવે સાંભળવાનું આવ્યું !

શકુંતલા—એક દહાડો મોગરવેલના મંડપમાં કમળપત્રના પડીયામાં તમારા હાથમાં પાણી હતું.

રાજા—ચાલો, સાંભળું છું.

શકુંતલા—તેવામાં મેં પુત્ર કરી રાખેલું દીર્ઘાપાંગ નામનું મૃગનું બચ્ચું આવ્યું. જાણે એ પહેલું પાણી પીવે એમ કરી તમે કૃપા આણી એને બોલાવ્યું; પણ તમે અજાણ્યા હોવાથી એ તમારા હાથની થડમાં ય આવ્યું નહીં. પછી તે જ પાણી મેં મારા હાથમાં લીધું

---

૧. આ એક દૃષ્ટિએ નદીની શી સુંદર ઉપમા ! શકુંતલાને પ્રાણપોષક જળના પ્રવાહરૂપ નદીની સાથે સરખાવવી અને તેની જ સાથે એમાં કોઇક રમ્ય દોષ ખોળી કાઢી પ્રસ્તુત પ્રસંગને બહુ સ્પષ્ટતાથી સમજાવવો !

૨. વિપત્તિમાં આકસ્માતિક બનાવ કેટલો બધો વધારો કરે છે તે સાધારણ અનુભવની વાત છે.

એટલે વ્હાલમાં ને વ્હાલમાં એ પી ગયું, ત્યારે તમે એવી મશ્કરી કરી હતી કે "સર્વે કોઇ સંબંધીમાં જ વિશ્વાસ કરે છે. તમે બેય અરણ્યવાસી ખરાં ને ?"

**રાજા**—વિષયી પુરૂષોજ પોતાનું કામ કાઢી લેનારની આવી જૂઠી મધુર વાણીથી અંજાઈ જાય !

**ગૌતમી**—મહારાજ, આમ બોલવું ન ઘટે. તપોવનમાં ઉછરેલાંને છળકપટ તો જરાય ન આવડે.

**રાજા**—વૃદ્ધ તપસ્વિની,

**વસંતતિલક.**

સ્ત્રી જાત છે ચતુર જન્મથી પ્રાણિ માત્રે
તો બુદ્ધિશાળી પ્રમદાની શી વાત થાયે ?
બચ્ચાં ઉડે ગગન ત્યાં સુધી તે પળાવે
જો કોકિલા કુટિલ અન્ય જ પંખી પાસે. ૨૨.

**શકુંતલા**—[1]( રોષ કરી ) અનાર્ય, તમારી જાતના જેવું જ બધે જુવો છો ! હવે, બીજું તે એવું કોણ તમારી પેઠે ધર્મનો ડોળ ઘાલી તૃણપત્રથી ઢંકાયલા કુવાના જેવું વર્તન ચલાવતું હશે ?

**રાજા**—( મનમાં ) મારી બુદ્ધિને ભમાવી નાખતો આ એનો કોપ છળકપટ રહીત હોય એમ જણાય છે. કેમકે

**વસંતતિલક.**

વૃત્તિ કઠોર કરી વિસ્મરણેથી મેં જે
છાની કરી પ્રીત સ્વીકારી ન તેથી જાણે
રાતાં કરી નયન વક્ર ભવાં ચઢાવી
મારે મને મદન બાણુજ ક્રોધ આણી. ૨૩.

(મોટેથી) ભદ્રે દુષ્યન્તનું આચરણ તો જગ જાહેર છે. મને ત્હોય એવું કાંઇ જણાતુ નથી.

**શકુંતલા**—ઠીક ત્યારે હું જ સ્વચ્છંદ ચારિણી ઠરી ! મારાંય ભોગ લાગ્યા કે પુરૂવંશના મોટા નામથી ભોળવાઇને મોંઢેથી મીઠા પણ પેટમાં ઝેરવાળાના હાથમાં હું પડી ? ( મોંઢે લુગડું દઇને રડે છે.)

---

૧. શકુંતલાનો આ યોગ્ય ક્રોધ હૃદયને ધમધમાવી દે તેવો છે. એના પ્રભાવથી રાજાની બુદ્ધિ ભમી જાય એ સ્વાભાવિક છે. પવિત્ર જનના આવેશનો આ પ્રભાવ ઘણો જ જાણીતો છે.

**શાર્ઙ્ગરવ**—આમજ હાથે કરેલું ઉછાંછળાપણું બાળી મૂકે! તેથી

**ગીતિ.**

બહુ બહુ વિચાર કરીને વિશેષમાં વળી છાની પ્રીત કરવી
અજાણ હૃદયે બાંધી મૈત્રિ વૈરિ થઈ સહેજ દૂભવતી. ૨૪.

**રાજા**—અરે ભાઈ! આ આમનુંજ માનીને મારે માથે આળ ચઢાવી શું કરવા આવા બોલ મારો છો?

**શાર્ઙ્ગરવ**—(તિરસ્કારથી) આપે ઉલટું જ સાંભળ્યું.

**ઉપજાતિ.**

[1]ઠગાઇ જે જન્મ ધરી ન જાણે
તે પ્રાણિની વાણી જૂઠી મનાયે,
પ્રપંચનું શાસ્ત્ર ભણી થએલા
પ્રવીણ તે હોય જ સત્ય વક્તા! ૨૫.

**રાજા**—[2]અરે સત્યવાદી જાણે એ બધુંય કબુલ કરીએ, પણ જરા કહેશો આમને છેતરીને શું મળવાનું હતું?

**શાર્ઙ્ગરવ**—અધોગતિ.

**રાજા**—પૌરવો એવી અધોગતિ માગી લે એવું મનાય નહીં.

---

૧. સર્વ કાળમાં આની આજ બૂમ જણાય છે. આ સ્થળે ન્યાયાધીશ બદરૂદીન તૈયબજીનું આ સંબંધે કરેલું અવલોકન યાદ આવે છે.

૨. હેતુ "Motive" ના ઉપર પ્રથમથી જ વધારે આધાર રાખવામાં આવે છે. રાજાના આખા વિવાદમાંથી અત્યારના જેવા પુરાવાના સિદ્ધાંતો તે વખતે માન્ય હોવાનું જણાય છે. સાતમા અંકમાં પણ દાર્શનિક પુરાવા ઉપર રાજા જોર દે છે. આજુબાજુની હકીકત ઘણી બારીકાઇથી તપાસાય છે અને મૃચ્છકટિક નાટકના જેવીજ તપાસ અહીં રાજા ચલાવી રહ્યો છે: શકુંતલાની વાત સત્ય છે તે આ અન્વેષણને બારીકાઇથી તપાસનારની દૃષ્ટિએ તરત જ ચઢયા વિના રહેતું નથી. શકુંતલાએ મૃગના બચ્ચાની છૂપી વાત રાજાને કહી ત્યાં આગળ રાજા તરત માઘ થયો છે એમ ચોખ્ખું થઈ જાય છે. એવા પ્રસંગમાંથી છટકી જવા રાજાએ માત્ર ઉડાઉ વાત કરી કાંઈ પણ કારણ બતાવ્યા વિના નહીં જ માનવાનો દુરાગ્રહ કર્યો જણાય છે. સામસામી પક્ષ લઇ જ્યારે ઉંચી બુદ્ધિ અન્વેષણના યથાર્થ નિયમથી કોઈ વસ્તુની તપાસ કરે છે ત્યારે ઘણે અંશે સત્ય ઉપર તરી આવે છે એ કાયદાના હિમાયતીનો સાધારણ અનુભવ છે; અને અહીં પણ એવો જ પ્રસંગ ઉભો થયો છે.

**શારદ્વત**—[૧]શાર્ઙ્ગરવ, આ ઉત્તર પ્રત્યુત્તર શા ! આપણે ગુરૂનો સંદેશો હતો તે કહ્યો ચાલો હવે પાછા વળીએ.

(રાજાભણી)

**અનુષ્ટુભ્.**

ક્યો આ આપની કાન્તા રાખો કે ત્યજી દો તમે
પ્રભુતા પૂર્ણ દારામાં સ્વામીની છે ઠરી ખરે. ૨૬.

ગૌતમી આગળ થાવ. (ચાલવા માંડે છે)

**શકુંતલા**—શું ત્યારે આ તર્કટીએ મને છેતરી જ ! અને તમેય મને આમ ત્યજી જાવ છો ! (એમ કહી પાછળ જાય છે)

**ગૌતમી**—(ઉભી રહી) બેટા શાર્ઙ્ગરવ, આ દયામણી કલ્પાંત કરતી શકુંતલા આપણી પાછળ આવે છે ને ! ભર્તા આમ કહાડી મૂકી કઠોર થાય ત્યારે એ બાપડી શું કરે !

**શાર્ઙ્ગરવ**—[૨](ક્રોધથી) અરે અમર્યાદ કેમ સ્વતંત્ર થઇ જવું છે કે ? (શકુંતલા બ્હીકથી ધ્રુજે છે)

[૩]**શારદ્વત**—શકુંતલા

**દ્રુતવિલંબિત.**

ક્ષિતિપ જેમ કહે ત્યમ તું હશે
કુલકલંક પિતા ક્યમ સંઘરે ?
પણ તું શુદ્ધ વ્રતે હઉં તો તને
ઘટિત દાસપદુંય પતિ કુલે. ૨૭.

ઉભી રહે અમે જઇશું.

**રાજા**—અરે તપસ્વીયો, આ બાપડીને શું કરવા વિશ્વાસ દો છો ?

---

૧. કાર્ય કારણના ઉંડા પરામર્શથી સત્યની ખાતરી થયા પછી સરળ હૃદયના ધર્મજ્ઞને બુદ્ધિ વિભ્રમથી હઠે ચડેલા ન્યાયાધીશના ઉપર ઘણી વખત આવો જ કંટાળો આવે છે ! સત્તાની પ્રભુતા આગળ આવો કંટાળો નિરર્થક છે; પરંતુ બુદ્ધિનો વિભ્રમ મટતાં સજ્જનને એ પ્રમાદનું રાજાની પેઠે જ અત્યંત દુઃખ પણ વેઠવું પડે છે.

૨. કેવળ અર્વાચીન વિચારની જ છાયામાં ઉછરેલાને આ વાક્ય કઠોર અને તિરસ્કારને પાત્ર લાગશે. સંસાર વ્યવહારના કેવા પરિવર્તોમાં થઇને માનવ ધર્મશાસ્ત્રની પ્રણાલિકા બંધાઇ છે એનો ચિતાર આપતો મહાભારતમાંનો વૃત્તાન્ત જેણે વાંચ્યો હશે તેને છેક તેમ નહીં લાગે.

૩. રા. કાલેએ આ ઉક્તિ શાર્ઙ્ગરવના મુખમાં મૂકી છે તે અયોગ્ય છે. શારદ્વતના શાન્ત સ્વભાવને એ વધારે અનુકૂળ છે.

ગીતિ.

[1]ચંદ્ર પોયણિુ જ ખીલવે, કમળજ ખીલવે સૂર્ય કરે અડકી;
રે' સંયમિની વૃત્તિ પરનારીના સંગ થકી અળગી. ૨૮.

**શાર્ઙ્ગરવ**—વળી જ્યારે બીજાની સંગે રહી પૂર્વ વૃત્તાન્ત વિસરી ગયા ત્યારે હવે અધર્મની બ્હીક શી?

**રાજા**—(પુરોહિત ભણી જોઇને) આપને જ પૂછુંછું કે આમાં સારૂં શું અને નરસું શું?

અનુષ્ટુભ્.

[2]ભૂલ્યો હું કે વદે છે આ જૂઠૂં એનાજ સંશયે
દારા ત્યાગી થવું કે ફ્હો કલંકી પરસ્ત્રી અડયે? ૨૯.

**પુરોહિત**—(વિચારીને) ત્યારે આમ કરો.

**રાજા**—આજ્ઞા કરો આપ.

**પુરોહિત**—આ ભવતી, ત્યારે, પ્રસવ થતા સુધી ભલે મારેજ ત્યાં રહે. ક્હેશો આમ કેમ? તો, સાંભળો મહારાજ, સાધુ પુરૂષોએ આગળથીજ આપને કહેલું છે કે આપ પહેલ વેહેલા ચક્રવર્તિ પુત્રને જન્મ આપશો. જો આ મુનિપુત્રિનો પુત્ર ચક્રવર્તિનાં લક્ષણવાળો હોય તો એમને વધાવી લઇને અંતઃપુરમાં દાખલ કરવાં; જો ઉલટું હશે તો એમના પિતાને ત્યાં આપણે એમને મોકલાવી આપીશું.

**રાજા**—ગુરૂને રૂચે તેમ કરો.

**પુરોહિત**—વત્સ, મારી પાછળ આવ.

**શકુંતલા**—ધરતી માતા તું માગ દે!

(રડતી રડતી ચાલવા માંડે છે. પુરોહિત અને તપસ્વિયો સર્વ જાય છે.)

---

૧. પોતાની વિશુદ્ધિમાં કેટલી અડગ શ્રદ્ધા.

૨. આ રાજાની ઉદારતા ભર્યો છેવટનો નિર્ણય એના નામને અને કુલને શોભાવે તેવો છે. પારકી સ્ત્રીને અડી કલંકિત થવા કરતાં આવા સંદેહના પ્રસંગે દારાનો ત્યાગ કરવો તે ધર્માધિકાર ઉપર રહેલા રાજાને વધારે ઉચિત છે. રામચંદ્રે પ્રજાના મતને માન આપવા સતી સીતાનો ત્યાગ કર્યો હતો એજ આદર્શ ઉપર આર્યનું રાજ્ય બંધારણ રચાયું છે. પોતાની જાતના સર્વ પ્રકારના સુખનો ભોગ આપીનેય પ્રજાને સુખી કરવી, ઉંચી કરવી એજ રાજાનો પ્રથમ ધર્મ છે. સમસ્ત પ્રજાનું હિત જાળવવામાં એક વ્યક્તિનું સુખ દુઃખ અંતરાયરૂપ નડવું ન જ જોઇએ.

(શાપથી ભ્રષ્ટ થયેલી સ્મૃતિવાળો રાજા શકુંતલા સંબંધીજ
વિચાર કરે છે.)

(પડદામાં)

આશ્ચર્ય ! આશ્ચર્ય !

**રાજા**—(સાંભળીને) વળી આ શું હશે !

(પ્રવેશ કરી)

**પુરોહિત**—(વિસ્મય પામી) મહારાજ, કાંઇક અદ્ભુત થઇ ગયું!

**રાજા**—શું વારૂ ?

**પુરોહિત**—મહારાજ, કણ્વઋષિના શિષ્યો ચાલ્યા ગયા એટલે

**શાલિની.**

એ બાળાએ નિન્દતાં ભાગ્યને જ્યાં
રોતાં રોતાં હસ્ત ઉંચા કર્યા ત્યાં,

**રાજા**—પછી !

**પુરોહિત**—

સ્ત્રી જેવી કો જ્યોતિ તેને અહીંથી
ઉપાડીને અપ્સરા–તીર્થ ચાલી. ૩૦.

(બધા આશ્ચર્ય બતાવે છે)

**રાજા**—ભગવન્, પહેલેથી જ આપણે એનો તિરસ્કાર કર્યો છે તો નકામો એનો તર્ક કરીને શું કરવું ! હવે આપ વિશ્રાન્તિ લો.

**પુરોહિત**—(જોઇ રહી) આપનો જય થાવ. (જાય છે)

**રાજા**—વેત્રવતિ, હું તો મુંઝાઇ ગયો. સૂવાના ખંડનો મને માર્ગ બતાવ.

**પ્રતિહારી**—દેવ આણી તરફ. (જવા માંડે છે)

**રાજા**— **ગીતિ.**

તિરસ્કાર કરી કાઢી મુનિ તનયાને ન સાંભરે પરણ્યો
તો પણ બહુ બળતું આ હૃદય કરાવે [1]પ્રતીત શું એમાં ! ૩૧

(બધા જાય છે)

## [પાંચમો અંક સમાપ્ત.]

---

૧. પ્રતીત એટલે ખાતરી અથવા પતીજ.

# અંક છઠ્ઠો.

( નગરનો કોટવાળ રાજાનો શાળો અને એક જણને પાછલે પાંગોડે બાંધી લાવતા બે રક્ષકો પ્રવેશ કરે છે. )

**રક્ષકો**—( માર મારીને ) અલ્યા ચોર, કહી દે, આ રતનના જડતરથી લખેલા નામવાળી રાજાની વીંટી તું ક્યાંથી લાવ્યો ?

**પુરૂષ**—( બ્હીકનું નિરૂપણ કરી ) ભાઇસાબ, હું ન્હોય એવું કર્મ કરનારો.

**પહેલો**—ત્યારે તો તને ચોખ્ખો ભામણ જાણીને રાજાએ દાન કર્યું હશે !

**પુરૂષ**—સાંભળો સાબ, હું તો શક્રાવતારમાં રહેનાર માછી છું.

**બીજો**—ચોટ્ટા, કોણે તારી જાત પૂછી ?

**શ્યાલ**—સૂચક, બધુ માંડીને કહેવા દે. એને વચમાં રોકીશ નહીં.

**બન્ને**—જેવો હુકમ, કહે અલ્યા.

**પુરૂષ**—હું જાળ, ગલ, એવું નાખીને માંછલાં પકડી મારા કટંબનું પેટ ભરૂં છું.

**શ્યાલ**—( હસીને ) અલ્યા તારો ધંધો તો ચોખ્ખો છે હાં !

**પુરૂષ**— સોરઠો.

કુળનો ધંધો જેહ નિંદાથી નવ છોડીએ
પશુ હણ્યે જ કઠોર ભાંમણ કુળો હોય તે.

**શ્યાલ**—પછી.

**પુરૂષ**—એક દહાડો લાલ મચ્છના મેં કકડા કર્યા ત્યારે એના પેટમાં રતનથી ઝબુકી રહેલી આ વીંટી મેં દીઠી, પછી વેચવા માટે હું કોકને એ દેખાડતો તો એટલામાં આમણે મને પકડયો, હવે મારો કે જીવાડો. એ મળ્યાની બીના તો આવી છે.

**શ્યાલ**—જાનુક, માંસથી ગંધાય છે એટલે જરૂર એ મધરખો માછી તો છેજ, પણ એને વીંટી શી રીતે મળી તેની તપાસ તો કરવી જ પડશે. હું ત્યારે દરબારગઢમાંજ જઉં.

**રક્ષકો**—ઠીક, ચાલ અલ્યા ચોટ્ટા. ( સર્વે પરિક્રમણ કરે છે. )

**શ્યાલ**—સૂચક, નગરને દરવાજે આને સંભાળથી સાચવજે એટલામાં હું પ્રભુને વીંટી મળ્યાની હકીકત કહી એમનો હુકમ લઈ આ આવ્યો.

**બન્ને**—પધારો ભાઇ સાહેબ. સ્વામી બહુ પ્રસન્ન થાવ.

( શ્યાલ જાય છે )

**પહેલો**—જાનુક, શાળાજીને તો બહુ વાર થઇ.

**બીજો**—રાજાની પાસે તો લાગ સાધીને જ જઇ શકાય.

**પહેલો**—જાનુક, મારા હાથે એવી ચેળ થાય છે કે વધ કરવા આને હમણાં જ ફુલનો હાર ઘાલી દઉં. (એમ કહી પુરૂષને બતાવે છે)

**પુરૂષ**—ભાઇસાબ, વગર લેવે દેવે આમ મારી નાખવો ઠીક નહીં.

**બીજો**—(જોઇ રહી) પેલા આવે આપણા સાહેબ, એમના હાથમાં પત્ર છે. રાજાનો હુકમ લઇને આમજ આવતા જણાય છે. હમણાં તું ગીધની ઉજાણી થઈશ; કે, કોક ભૂખ્યા કુતરાને મોંએ પડીશ.

( પ્રવેશ કરી )

**શ્યાલ**—સૂચક, છોડી દે એ માછીને, વીંટી મળ્યાની વાત ખરી પડી.

**સૂચક**—શાળાજીની જેવી આજ્ઞા.

**બીજો**—આ જમને ઘેર જઇને પાછો આવ્યો! ( એને છોડી દે છે )

**પુરૂષ**—( શાળાને પગે પડી ) બાપજી, મારો જીવારો શી રીતે થશે?

**શ્યાલ**—લે, મહારાજાએ વીંટીના મૂલ જેટલું તને આ ઇનામ આપ્યું છે. (પુરૂષને પોતે આપે છે)

**પુરૂષ**—(પ્રણામ કરી લેઇને) ભાઇસાબ, મોટી મેહેરબાની કરી.

**સૂચક**—આનુ નામ તે મહેરબાની! કે શૂળીએથી ઉતારીને હાથીને કુંભે બેસાડયો!

**જાનુક**—શાળાજી, આ ઇનામ ઉપરથી જણાય છે કે આ વીંટી બાપજીને બહુ ગમતી હશે.

**શ્યાલ**—ધારૂં છું કે, એમાં જડેલાં મહા મોઘાં રત્નની તો

મમતા નહિ હોય. એને જોઇને જ ભર્તાને કોઇ વ્હાલું માણસ સાં-
ભરી આવ્યું! પ્રકૃતિએ ગંભીર છતાં ક્ષણેક વાર તો એમની આં-
ખમાં ઝળઝળીયાં આવી ગયાં!

સૂચક—ત્યારે તો આપે મહારાજની સારી સેવા બજાવી.

જાનુક—એમજ કહેને કે વળી આ[1] માછી રાજની!

(એમ કહી પુરૂષને બતાવે છે)

પુરૂષ—ભાઇસાબ, આમાંથી અર્ધું તમે લ્યો. ફુલના હાર
બાર લાવો.

જાનુક—એતો ઠીક કર્યું.

શ્યાલ—[2]અલ્યા માછી, ત્યારે હવે તો તું અમારો મોટો દોસ્ત
થયો. આપણી પ્હેલી દોસ્તી સાથે દારૂ પીને શોભાવવી જોઇએ.
ચાલો ત્યારે કલાલની દુકાને. (સર્વે જાય છે)

(પ્રવેશક)

(આકાશ માર્ગે સાનુમતિ નામની અપ્સરા પ્રવેશ કરે છે)

સાનુમતી—[3]સાધુ લોકને ન્હાવાના વખતે અપ્સરા તીર્થ સ-
મીપ વારા પ્રમાણે કરવાનો મારો ધર્મ હું બજાવી રહી. હવે આ
રાજર્ષિના શા વર્તમાન છે તે જોઇ લઉં. મેનકાના સંબંધે શકું-
તલા મારી અંગ ભૂતજ છે, અને વળી એણેય પોતાની દીકરીને
માટે કહી રાખ્યું છે. (ચો તરફ જોઇને) કેમ વારૂ આજ વસંતો-
ત્સવનો વખત છતાં આ રાજમંદીરમાં ઉત્સવની ધામધુમજ જણાતી

---

૧. 'માછી રાજની' આ રાજાની કૃપાથી તરત જ બદલઈ જતી સ્થિતિ
અને તદનુસાર થતું રાજ્યસેવક અને રક્ષકોનું વર્તન બહુ સંબોધક છે.

૨. રાજાના શાળાની સ્થિતિ કાલિદાસના વખતમાંય આવીજ જણાય
છે. તે અતિમાનથી ગર્વિષ્ટ થએલો અનેક છંદમાં જ શડતો જણાય છે.
હલકા માણસોની સોબતમાં રહી અધમ પાત્રની પદવીએ પહોંચ્યો છે!
બહુ આશ્ચર્ય છે કે અદ્યાપિ એજ વ્યવહાર દૃષ્ટિએ પડે છે.

૩ ધ્યાન કરી સર્વ જાણી લેવાની શક્તિ, અંતર્ધાન શક્તિ, આકાશમાં
ઉડવાની શક્તિ તથા ઇંદ્રની સહાયે જતાં રથમાં બેસી આકાશ માર્ગે ચ-
ઢવાની શક્તિની માન્યતા કાલિદાસના વખતમાં બહુ જ સજ્જડ થએલી
જણાય છે. કવિની આવી વિચિક્ષણ બુદ્ધિ પણ એમાં લેશ માત્ર શંકા
કરતી જણાતી નથી! આવા પ્રસંગો કોઈ બીજી રીતે પણ સમજાવી શકાય
તેમ નથી.

નથી! [1]ધ્યાન કરીને તો હું સર્વ જાણી શકું; પણ સખીના આદરને મારે માન આપવું જોઇએ. ઠીક ત્યારે, આ બગીચાની રખવાળણોની પાસેથી અંતર્ધાન રહેવાની વિધિએ ગુપ્ત રહી એમની થડમાં જઇને સર્વ જાણી લઉં.

(ઉતરીને નીચે ઉભી રહે છે.)

(આંબાનો મોર જોતી જોતી એક રખવાળણ આવે છે અને તેની પાછળ બીજી પ્રવેશ કરે છે.)

**પહેલી**—

**ગીતિ.**

[2]જરાક રાતી લીલી પીળી આમ્રની કળિ નીકળી તું
વસંત જીવન આખું ઋતુ મંગળ હે વધાવુંછું આ હું. ૨

**બીજી**—અરે પરભૃતકા, એકલી એકલી શું બોલી રહી છું.

**પહેલી**—મધુકરી, આંબાની કળિયો જોઇને પરભૃતકા, ગાંડી તુર થઇ જાય છે!

**બીજી**—(હર્ષ ભરી ઉતાવળી દોડી આવી) શું વસંત બેઠો કે!

**પહેલી**—હા! મધુકરી, આ તારોજ સમય આવ્યો, મદથી વિભ્રમ કરતાં ગીત ગાવાનો.

**બીજી**—સખિ, જરા મને ટેકી દે તો? હું પગના અંગુઠા ઉપર ઉંચી થઇ આંબાનો મોર તોડી લઇ કામદેવનું પૂજન કરૂં.

**પહેલી**—મનેય પૂજાનું અર્ધું ફળ આપું તો.

**બીજી**—એતો વગર કહ્યે જ મળવાનું; જોને આપણો જીવ એકજ છે, માત્ર શરીરજ જૂદાં.

---

૧. સ. વિ. ૨. ઉર્વ૦—"દૈવી શક્તિથી જાણી લેવા હૈયું કહ્યું કરતું નથી." આ શક્તિનો ઉપયોગ કરે તો જ જ્ઞાનની પ્રાપ્તિ છે. આ શક્તિ વિદ્યાથી પ્રાપ્ત થાય છે અને બીજી શક્તિયોની પેઠે સર્વને પ્રાપ્ય છે. ધ્યાન કરીને જાણવાની ચેતના તે સાધારણ ચેતનાથી જૂદી છે એમ સમજાય છે. કારણ પ્રથમની ચેતના મનને એકાગ્ર કરી ધ્યાનસ્થ કર્યા વિના સ્ફુરાયમાન થતી નથી. માત્ર ઇન્દ્રિયાર્થ-સંનિકર્ષથી સ્ફુરાયમાન થતી ચેતના તે મનુષ્ય માત્રને સાધારણ છે. આ જ ચેતનાથી વસ્તુ જોવાની સાનુમતીની ઇચ્છા છે. વસ્તુનું સત્ય તો ઉભયથી લભ્ય છે પરંતુ સાધારણ ચેતના શારીરિક જીવોને વધારે સંતોષ આપે છે તેથી જ એણે એવી ઈચ્છા કરી હશે.

૨. શું સુંદર વસંતાગમનું વર્ણન. તરૂણ યુવતિનો શો આનંદમય શૃંગાર ચિતાર! આપણા ઉત્સવોનો શો મધુર ઉપભોગ! આવા ઉત્સવ પ્રસંગો જતા જ રહ્યા!

(સખીને ટેકવીને ઉભી રહે છે અને આંબાનો મોર ઝાલે છે)

અલી, અંકુર પુરાં ફુટયાં નથી ત્હોય ડાંખળીએથી ચુંટતાં એ મ્હેકી ઉઠે છે. (ખોબો ભરીને)

ગીતિ.

[1]મોર તને મેં અર્પ્યો ધનુષ ધરેલા કામદેવને આ
પથિક જનની યુવતિને પંચ બાણનું શ્રેષ્ઠ બાણ તું થા. ૩.

(એમ કહી મોરથી વધાવે છે)

( એટલામાં પડદો ખસેડીને કોપમાં )

**કંચુકી**—હાં હાં! નાદાન! વસંતોત્સવનો દેવે પ્રતિષેધ કર્યો છે અને કેમ મોર તોડવા માંડયો ?

**બન્ને**—(બ્હીને) ક્ષમા કરો આર્ય, અમને ખબર જ નહોતી.

**કંચુકી**—શું તમે એ હુકમ સાંભળ્યો ય નથી ? આ વસંત ઋતુનાં વૃક્ષોએ અને તેમાં વસતાં પક્ષિયોએ પણ એ હુકમને માથે ચઢાવ્યો છે ને ? જાણે આ

શાર્દૂલ.

[2]આંબાની ફુટી કયારની કળિ હજુ બાંધે ન ત્હોયે રજ,
ખમ્ચાયું કળિયેજ બ્હાર નીકળી આ પુષ્પ જો કુર્બક,
વીતી ત્હોય શિશિર કંઠથી સ્ફુટયો કોકિલનો ના રવ,
બ્હીકે બાણ મુકે શું ખેંચી અરધું ભાથેથી પાછું સ્મર ! ૪.

**બન્ને**—શો સંદેહ ! એ રાજર્ષિનો પ્રભાવજ એવો મોટો છે.

**પહેલી**—આર્ય કેટલાક દહાડા થયાં રાજાના શાળા મિત્રાવસુએ રાણીજીની સેવામાં અમને મૂકયાં હતાં, અને હમણાંજ આ પ્રમદવનના રખવાળા ઉપર રાખ્યાં, એટલે નવાં આવેલાં હોઇ આ વૃત્તાન્તની અમને ખબર નથી.

**કંચુકી**—ઠીક, ફરીથી આવું ન કરશો.

---

૧. બહુ મનોહર કાવ્ય ! જીવન કલહની ચિંતાનો લેશ પણ સ્પર્શ નહીં થએલી યૌવનારૂઢ માલણોનું મન વસંતાગમની મસ્તીએ ચઢીને શું આનંદ કરી રહ્યું છે ! જીવન પ્રભાતની મધુર આશા ભરી આવી મસ્તી નિર્દોષ અને બળ અર્પનારી છે. સ્ત્રી પુરૂષ ઉભયમાં આ જીવન બળની આવશ્યક્તા છે.

૨. સ. વિ. ૨. ૭. વનસ્પતિ ઉપર પણ રાજ્ય સત્તાનો પ્રભાવ દેખાડતું આ વસંતાગમનું વર્ણન શું સુંદર અને મોહક છે !

**બન્ને**—આર્ય, અમને જરા જાણવાની જીજ્ઞાસા થાય છે. જો અમારાથી સાંભળવા જેવું હોય તો જરા કહેશો? પ્રભુએ વસંતોત્સવનો કેમ પ્રતિષેધ કર્યો?

**સાનુમતી**—ખરે, ઉત્સવ તો મનુષ્ય માત્રને પ્રિય હોય છે. ત્યારે કારણ કાંઇ ભારે હોવું જોઇએ!

**કંચુકી**—વાત બધેય ચર્ચાઈ ગઇ છે તો તમને કહેવામાં શો બાધ? શકુંતલાને કાઢી મુક્યાની વાત તમારે કાને નથી આવી?

**બન્ને**—હા! વીંટી દીઠી ત્યાં સુધીની વાત તો રાજાના શાળાને મોંથીજ સાંભળી છે.

**કંચુકી**—ત્યારે તો થોડુંજ કહેવાનું છે. પોતાની વીંટી દીઠી કે તરત જ દેવશ્રીને સાંભરી આવ્યું કે પોતે શકુંતલા સાથે પૂર્વે એકાન્ત લગ્ન કર્યું હતું એ વાત ખરી, અને મહાન્ધ થઇને જ એનો તિરસ્કાર કર્યો! તે ઘડીથી દેવ પશ્ચાતાપમાં પડયા છે, કેમકે

**શાર્દૂલ.**

ગોઠે સુંદર વસ્તુ ના પ્રથમની પેઠે ન મંત્રી મળે,
જાગી રાત્રિ અખંડ કૈંક વીતવે લોટી જ શય્યા વિષે
જ્યારે વાત કરી વિવેક કરતાં અંતઃપુરે બોલતા
ચૂકે નામ અનેક વાર વળતી લાજી ઘણું શોચતા. ૫

**સાનુમતી**—[૧]આ તો મને ગમ્યું.

**કંચુકી**—પ્રભુની આવી ચિત્ત સ્થિતિથી ઉસ્તવ બંધ કર્યો છે.

**બન્ને**—બરાબર.

(પડદા પાછળ)

પધારો, પધારો મહારાજ.

**કંચુકી**—(કાન દઇને) અરે દેવ આમજ આવે છે ને! તમે તમારે કામે વળગી જાવ.

**બન્ને**—હા જી. (જાય છે)

(ઉદ્વિગ્ન દેખાતો રાજા, વિદૂષક અને પ્રતીહારી પ્રવેશ કરે છે)

**કંચુકી**—(રાજાને જોઇને) અહો બધી અવસ્થામાં અસાધારણ આકૃતિવાળા તો રમણીયજ! આટલા ઉદ્વેગ ભર્યા છે ત્હોય મહારાજ શા પ્રિય લાગે છે! કેમકે,

૧. શો સ્વભાવ!

### શાર્દૂલ.

[1]છાંડ્યાં આભરણો વિશેષ, ધરીને ડાબે કરે એકલું
સોનાનું રમતું કડું, અધર આ શ્વાસે પડ્યું પાંડુરું,
ચિંતા જાગરણેથી મ્લાન નયનો, છે ક્ષીણ ત્હોયે નથી
દેખાતા બહુ તેજથી, જયમ મણિ ઉંચા ન સંસ્કારથી. ૬

**સાનુમતી**—( રાજાને જોઇને ) તિરસ્કારથી માનભંગ થઇ છતાં શકુંતલા આમને માટે શોચ્યા કરે છે તે યોગ્યજ છે!

**રાજા**—( મંદ ચિત્તથી આવતાં )

### ગીતિ.

પ્રથમ હરણ નયનીએ વળી પ્રિયાએ જગાડતાં ય સુતું
પશ્ચાતાપ જ કરવા ધિક્ક હ્રદય તું હવે જાગી ઉઠયું! ૭

**સાનુમતી**—એ બાપડીનાં એવાં ભાગ્યજ તો!

**વિદૂષક**—( બાજુએ ) આ પાછી શકુંતલાની વ્યાધિ લાગી! હવે તે એનો શો ઉપાય થશે?

**કંચુકી**—( પાસે જઇને ) દેવશ્રીનો જય થાવ. મહારાજ! [2]પ્રમદવનના બધા ભાગ હું જોઈ વળ્યો. નજરમાં આવે તે વિનોદ સ્થાનમાં પધારીએ.

**રાજા**—[3]વેત્રવતિ, અમાત્ય આર્યપિશુનને મારૂં નામ દઇને કહે કે લાંબો ઉજાગરો થવાથી આજ અમારાથી ધર્માસન ઉપર અવાશે

---

૧. સ. વિ. ૨. માણ૦—" અંગો સોસાઇ ગયાં છતાં પણ મહારાજ અધિક શોભો છો!"

૨. સ. વિ. ૨. પ્રમદવન.

૩. અહીં આગળ કાલિદાસની કળાની ઉચ્ચતા જણાઇ આવે છે. પ્રસંગ સર્વની દૃષ્ટિએ ચઢે તેવો માત્ર એટલો જ છે કે સર્વને દૂર કરી એકાન્ત સાધવું અને એજ દૃષ્ટિ વિદૂષકને આવે છે; પરંતુ આવા સાધારણ પ્રસંગમાં અવાન્તર એવું બીજ નાખી દે છે કે જે આગળ ઉપર વસ્તુની ગુંથણીમાં અગત્યનું સાધન થઇ પડે છે: અને તે એ કે રાજા અમાત્યની પાસેથી પ્રજા કાર્યની માગણી કરી છે. અહીંયાં કોઇનું ધ્યાન એના ઉપર ખેંચાય તેમ નથી, પરંતુ જ્યારે નવો રંગપટ આગળ ઉકલે છે ત્યારે તૈયાર થઇ રહેલું મન એને બહુ રસભેર સ્વીકારી લે છે. આવી રીતે સાધારણ વસ્તુમાં નવાઇનો પ્રસંગ સાધવામાં કાલિદાસ અતિ કુશળ છે. આવા અનેક દૃષ્ટાન્ત શાકુંતલમાં જોવામાં આવે છે.

નહીં; તેથી પ્રજાનું જે કાર્ય તમે તપાસી ગયા હો તે કાગળમાં લખીને મોકલી આપજો.

**પ્રતીહારી**—જેવી મહારાજની આજ્ઞા. ( જાય છે )

**રાજા**—વાતાયન, તમે પણ તમારે કામે વળગો.

**કંચુકી**—જેવી દેવની આજ્ઞા. ( જાય છે. )

**વિદૂષક**—ઠીક તમે માખો ઉરાડી મૂકી. હવે ટાઢ તાપથી રહિત હોઇ બહુ રમણીય આવા પ્રમદવનમાં આત્માને આનંદ કરાવો.

**રાજા**—મિત્ર, છિદ્ર ખોળીને ઉપરા ઉપરી અનર્થો આવી પડે છે એ કહેવત ખોટી નથી. કેમકે,

**દ્રુતવિલંબિત.**

મુનિ સુતા તણી પ્રીત ભુલાવતું
તિમિર મુક્ત થયું મન માહરૂં;
વળી સખે, સ્મર મારણ-અર્થ શું
ધનુષમાં પૂરતો શર મોરનું ! ૮

**વિદૂષક**—રૂહો, આ લાકડીએ મારીને કંદર્પ વ્યાધિને હાંકી કાઢું. ( લાકડી ઉગામી મોરને તોડી પાડવાનું કરે છે )

**રાજા**—( હસીને ) ઠીક હવે, જોયું તારૂં બ્રહ્મતેજ. મિત્ર કહીં બેસીને પ્રિયાનું સ્હેજ અનુકરણ કરતી લતાઓમાં હું દૃષ્ટિ માંડી રહું ?

**વિદૂષક**—આપે પેલી આપની ત્હેનાતમાં રહેનારી ચાકરડી ચતુરિકાને કહ્યું છે ને? કે આટલો વખત માધવી મંડપમાંજ ગાળીશું તેથી મારે પોતાને જ હાથે પાટી ઉપર ચિત્રેલી દેવી શકુંતલાની છબી તું ત્યાંજ લાવજે.

**રાજા**—હૃદયને વિનોદ કરાવવાનું એજ સ્થાન છે. ત્યારે ત્યાંનો માર્ગ બતાવ.

**વિદૂષક**—પધારો આણી બાજુ. ( બન્ને જણા ત્યાં જાય છે. સાનુમતી તેમની પાછળ જાય છે )

**વિદૂષક**—[૧]આ રહ્યો મણિશિલાની પાટલીવાળો માધવી મંડપ. પુષ્પના ઉપહારથી રળીઆમણો બનીને જાણે આપનું એ સ્વાગત કરી રહ્યો છે ! તો અંદર જઇને આપ ત્યાં બિરાજો. ( બન્ને અંદર જઇને બેસે છે )

---

૧. સ. વિ. ૨. ૭. 'માધવી મંડપ'

**સાનુમતી**—ત્યારે, લતાને ઓથે રહીને હું સખીની છબી જોઇ લઉં, એટલે એના પતિનો વિવિધ અનુરાગ હું એને કહી સંભળાવીશ. ( એમ કરી ઉભી રહે છે )

**રાજા**—[1]સખા, શકુંતલાનું પ્રથમનું વૃત્તાન્ત હવે મને સાંભરી આવે છે! મેં તને એ સર્વ કહ્યું હતું ય ખરૂં! એનો તિરસ્કાર કર્યો તે વખતે તું મારી સમીપ નહોતો પણ પહેલાંય કદિ તેં એમનું નામ સરખુંય દીધું નથી. શું મારી પેઠે તુંય વિસરી ગયો કે?

**વિદૂષક**—[2]હું તે વળી વિસરૂં? પણ બધું કહી રહ્યા પછી છેવટે તમે કહ્યું હતું ને, કે એતો બધી મશ્કરીજ હતી, અને સાચી વાત નહીં! મારા મગજમાંય કાદવ ભરેલો તો, કે તમે કહ્યું તેમજ હું માની બેઠો! અથવા ભાવીજ બળવાન!

**સાનુમતી**—[3]ખરે! એમજ.

---

૧. માત્ર જે પ્રસંગ પાંચમા અંકની શરૂઆતમાં સાધારણ રીતે આંખ આગળથી સરી જાય છે તેનો આવો ચમત્કારિક લાભ લેવાયલો જોઇ આપણને ઘણો જ આનંદ થાય છે, અને તેની સાથે સાધારણ માણસને ય પ્રસંગ સંભારતાં જે શંકા થાય તેનો ખુલાસો પણ સચોટ કરવામાં આવે છે, એટલે બુદ્ધિની પણ પરિતૃપ્તિ થાય છે.

૨. આ પણ એવો જ પ્રસંગ છે. બીજા અંકમાં જ્યારે કરેલી વાત મશ્કરીમાં ગણી કાઢવા કારણ બતાવી રાજાએ વિદૂષકને સમજાવ્યું હતું, ત્યારે ભાગ્યે જ એનો આવો ઉપયોગ થશે એવું કોઈને સૂઝયું હોય. અહીં જ્યારે એવી મશ્કરીના પ્રસંગનો આવો પ્રયોગ થતો જોઇએ છીએ ત્યારે કવિની કળાના પ્રભાવમાં આશ્ચર્ય પામી આનંદ જ અનુભવીએ છીએ.

૩. જે જે વાત થાય છે તેના ઉપર અહીંથી સાનુમતીની ટીકા શરૂ થાય છે. એની ટીકા બહુ સચોટ અને રમણીય છે. સૂચનને સ્પષ્ટ કરતી જાય છે, પ્રત્યેક ઉક્તિની આલોચના કરે છે, કોક સ્થળે ભાષ્ય જેવું રચે છે. આમ કરીને કાલિદાસે અર્થ સરલ કરી પ્રસાદ સાધ્યો છે. અને સૂચનને સ્પષ્ટ કરતાં કોઈ સ્થળે કાવ્યની ઉત્તમતાને ખામી લાગી નથી. ધ્વનિનું સ્પષ્ટીકરણ થાય તો તે કાવ્યને ક્ષતિકર છે એવો મત ભૂલ ભરેલો છે એ આટલા ઉપરથી સ્પષ્ટ સમજાય તેમ છે. અર્થ સ્પષ્ટ કરી પ્રસાદ સાધવો એજ કળાનું કૌશલ્ય છે અને તે કાલિદાસને સંમત જણાય છે. જ્યાં આ ઉદ્દેશ ધ્વનિ પ્રયોગથી જ સારી રીતે સાધી શકાય ત્યાં જ ધ્વનિ એ ઉત્તમ કલા છે. રસ કેવળ ધ્વનિ સાધ્ય છે તેથી રસની જમાવટ સદા ધ્વનિદ્વારા જ ઉત્કૃષ્ટ બનવાની. અહીંથી કરૂણ રસની જમાવટ કેવા સુંદર પ્રસંગોના ચિતારથી ધ્વનિત કરી છે તે અભ્યાસીએ બારીકાઈથી તપાસવા જેવું છે.

**રાજા**—(ધ્યાનમાં પડી જતાં) સખે, અરે મને બચાવ.

**વિદૂષક**—અહો આ શું! તમને તો આ ન ઘટે. સત્પુરૂષો કદિ શોક વ્યાકુળ થતા નથી. પવનના મોટા તોફાનમાં પણ પર્વતો નજ ડગે.

**રાજા**—મિત્ર, તિરસ્કારી કાઢતાં વિહ્વલ થઈ ગયેલી પ્રિયાની અવસ્થા સાંભરી આવતાં હું કેવળ અસ્વસ્થ થઈ જઉં છું; કેમકે એ

**શિખરિણી.**

[1]અહીંથી કાઢી તો ગઈ સ્વજનની પૂઠ પળવા
વઢયો રે' ઉભી તું કહિ ગુરૂ સમો શિષ્ય વળી ત્યાં;
પછી નાખી દૃષ્ટિ સજળ કલુષી આ હું ક્રૂરમાં
ઉભેલી બાળે તે શર વિષ ભર્યું જેમ હૃદમાં. ૮

**સાનુમતી**—[2]અહો શી આ સ્વાર્થ અંધતા! આમના સંતાપે મને આનંદ થાય છે!

**વિદૂષક**—[3]રૂહો મને સૂઝયું! એમને કોક આકાશમાં ફરનાર ઉચકી ગયું હશે!

**રાજા**—[4]બીજા તે કોના ભાર કે પતિવ્રતાને અડી શકે! મેં સાંભળ્યું છે કે મેનકા તારી સખીની જન્મદાતા છે. મને લાગે છે કે વખતે એની સખીયો તારી સખીને લઈ ગઇ હોય!

**સાનુમતી**—ભૂલી ગયા એજ વિસ્મય હતું. સાંભરી આવે તેમાં નવાઇ નથી.

---

૧. શું ભવ્ય અને કરૂણામય ચિત્ર! આ ચિત્ર જોઈ રાજાની સાથે કોણ અસ્વસ્થ નહીં થાય! શકુંતલાની દયાજનક સ્થિતિ સાંભરતાં કોની આંખમાંથી અશ્રુ નહીં પડે? પાંચમા અંકમાં ધર્માવલંબી રાજાનું હૃદય આવા ચિત્રથી જરાય પીગળ્યું નહોતું. સ્મૃતિથી પોતાનો ધર્મ સાંભરી આવતાં તેજ હૃદય રડી રહ્યું. શો ઉચ્ચ ધર્માશય!

૨. શું સરળ સત્ય નિરૂપણ.

૩. જો એમ જ હોય તો ત્યાંથી લાવવી મુશિબત નથી. મોટા મોટા દાનવોનો સંહાર કરી ઇંદ્રને હમેશ સહાય કરો છો તો શકુંતલાનું હરણ કરનારના શા ભાર છે? આથી સાતમા અંકનું સ્હેજ સૂચન પણ થાય છે.

૪. પાતિવ્રત્યના પ્રભાવમાં શી અચળ શ્રદ્ધા. તેમ જ શકુંતલાની પવિત્રતાની શી ખાતરી!

**વિદૂષક**—એમ છે ત્યારે તો કાળે કરીને એમનો સમાગમ થવાનો જ.

**રાજા**—કેમ વારૂ ?

**વિદૂષક**—પતિ વિયોગથી દુઃખી પુત્રિને માબાપથી જોયું જાય નહીં.

**રાજા**—મિત્ર

**વંશસ્થ.**

[1]સ્વપ્નું શું માયા ભ્રમિ કે મતિ જ શું
હશે જ કે એ ફળ શેષ પુણ્યનું;
થઈ ગયું તે નહિ પાછું આવવા
મનોરથો ટૂટી પડે તટો સમા ! ૧૦

**વિદૂષક**—[2]ના, ના. આ વીંટીનોજ દાખલો લ્યો ને ? અવશ્ય થનાર સમાગમ તો અણચિન્ત્યોજ થાય.

**રાજા**—( વીંટી જોઇને ) અરે ! આય ત્યારે નિર્ભાગી જતો ? કે દુર્લભ સ્થાનથી અભ્રષ્ટ થઈ.

**પુષ્પિતાગ્રા.**

[3]તુજ સુચરિત અંગુલીય ટુંકું
ફળ પરથી જ જણાય જેમ મારૂં,
અરૂણુ નખની રમ્ય આંગળીએ
ચઢી પ્રિયની, પણ નીસરી પડી તું. ૧૧

---

૧. કોક દિવસ મળશે એવો મનોરથ હું કરૂં છું અને વિચારતાં તરત તે ભાગી જાય છે !

૨. સાતમા અંકનું સૂચન કેટલા જોરવાળું ? વીંટી જેવા પ્રસંગ અનેકવાર થતા હશે પણ વિદૂષકે મૂકેલું વ્યવહારસૂત્ર કોણે હજુ સુધી ગણગાર્યું છે ! સત્ય વારંવાર દેખાય છે પરંતુ મનુષ્યની અધીરતા એવી છે કે તેમાં એને શ્રદ્ધા ચોંટતીજ નથી ! મોટા માણસના જીવનને ઉત્કૃષ્ટ કરનાર પ્રસંગોમાં આવા અચિંત્યા પ્રસંગો જ પ્રધાન સ્થાન ભોગવે છે ! આ વાક્ચાતુર્યથી રાજાના વિરહને વધારે ઉત્તેજીત કરી કવિની પ્રતિભા ખીલવવાનો પ્રસંગ પણ યોજ્યો છે.

૩. પરિણામ ઉપરથી તો મારી પેઠેજ તારૂં સુચરિત પણ ટુંકું જ જણાય છે.

**સાનુમતી**—[1]કોક બીજાને હાથ ચઢી હોત તોતો ખરે નિર્ભાગીજ નિવડત.

**વિદૂષક**—ભાઇ, આ નામાંક્તિ વીંટીને શા પ્રસંગે એમને હાથે ઘાલી ?

**સાનુમતી**—મારી જ જીજ્ઞાસા આને થઈ !

**રાજા**—[2]સાંભળ, હું જ્યારે નગર ભણી આવવા નિકળ્યો ત્યારે પ્રિયાએ આંસુ ભરી આંખે પૂછ્યું કે ક્યાર સોરા આર્ય પુત્ર મને તેડવા મોકલશો ?

**વિદૂષક**—પછી ?

**રાજા**—પછી મેં આ વીંટી એની આંગળીએ પ્હેરાવતાં કહ્યું કે

**વસંતતિલક.**

પ્રત્યેક દિન ગણી એક જ એમ જ્યારે
આ નામના કરીશ અક્ષર પૂર્ણ ત્યારે,
આવ્યો હશે તુજ સમીપ જ દૂત મ્હારે
અંતઃપુરે લઈ જવા તુજને પ્રિયા એ. ૧૨

અને મોહને વશ થતાં આ નિર્દયથી એ ન બન્યું !

**સાનુમતી**—એ અવધી તો બહુ રમણીય હતી; પણ વિધિએ બધું ધૂળ મેળવ્યું.

**વિદૂષક**—ત્યારે માછીએ ચીરેલા મત્સ્યના પેટમાં એ ક્યાંથી આવી ?

**રાજા**—શચીતીર્થમાં વંદન કરતાં તારી સખીના હાથમાંથી એ ગંગાજીમાં નીસરી પડી.

---

૧. તમારાજ હાથમાં આવી એટલે એ નિર્ભાગી નહીં, નહીં તો અવશ્ય તેમ જ નીવડત. તમારે હાથ આવવાથી એક તો શકુંતલાનુ સ્મરણ થયું અને એના પતિની આંગળીએ હવે વધારે સદ્‌ભાગ્યથી વિરાજશે.

૨. હૃદય વીંધી નાખે એવા એક પછી એક સર્વ પ્રસંગો સંભારવા માંડ્યા છે ! પૂર્વે જણાવેલાની બીલકુલ પુનરોક્તિ નથી. આ નવા પ્રસંગો પણ એટલા સરળ અને સ્વાભાવિક છે કે જાણે જૂના જેવા જ લાગે છે. આખી વસ્તુ પ્રત્યેક અંકમાં જાણે સર્વાંગે તરવરી રહે છે ! કાલિદાસની કલામાં આ સવિશેષતા છે અને તેથી જ એ કવિ અત્યંત પ્રાસાદિક થવા સમર્થ થયા છે.

વિદૂષક—હવે એઠું.

સાનુમતી—[1]આથીજ બાપડી શકુંતલાના લગ્ન વિશે અધર્મથી બ્હીતા રાજર્ષિને સંદેહ પડયો! અથવા, આવા સ્નેહમાં ય નીશાનીની અપેક્ષા એ શું!

રાજા—ઠપકારૂં ત્યારે એ વીંટીને.

વિદૂષક—(મનમાં) આ તો ઉન્માદ અવસ્થાએ ચાલ્યા!

રાજા—

વંશસ્થ.

ત્યજી તું એ સુંદર કોમળાંગુલી
પડી ગઈ કેમ જ પાણીની મહીં!
અથવા, અચેત વસ્તુ કદિ ગુણ ના ગણે
ત્યજી હશે મેંજ પ્રિયા શું કારણે!

વિદૂષક—(મનમાં) આ શું! ભૂખ તે મને ખાઈ જશે!

રાજા—વિનાકારણ પરિત્યાગ કરવાથી મારૂં હૃદય તપી ગયું છે, તો પુનઃ દર્શન દઇને આ જનના ઉપર દયા કરવી ઘટે.

(પટાક્ષેપે હાથમાં ચિત્રપાટી સાથે પ્રવેશ કરી)

ચતુરિકા—આ રહ્યાં ચિત્રેલાં રાણી. (ચિત્રપાટી બતાવે છે)

વિદૂષક—[2]શાબાશ મિત્ર, આવી મધુર બેઠકથી શો સુંદર ભાવ ખીલી ઉઠયો છે! જાણે ઉંચાં નીચાં અંગોમાં મારી દૃષ્ટિ ખળી રહે છે.

સાનુમતી—અહો રાજર્ષિની આવી નિપુણતા! જાણે સખી સામેજ ઉભી છે!

રાજા—[3]

---

૧. સાનુમતી હજુ દુર્વાસાના શાપની વાત જાણતી નથી માટે સ્વભાવેજ થતા સંદેહ અને આશ્ચર્યવાળો એનો આ છેલ્લો પ્રશ્ન છે.

૨. ચિતારાની આજ ઉત્તમ કુશળતા. ચિત્ર ઉપર દૃષ્ટિ નાંખતાં જ ચિત્રભાવના ઉડી જાય અને પ્રસંગની તાદૃશ્યતાનો ભાવ પ્રકટ થઈ જોનાર પોતે પ્રસંગમાં ભળે ત્યારે ચિત્રકળાની પરાકાષ્ટા સમજવી. બેઠક position.

૩. ચિત્રકળા એ નિસર્ગનું કેવળ અનુકરણ જ નથી, પરંતુ નિસર્ગને પણ ઉત્કૃષ્ટતાએ ખેંચી જનાર નિસર્ગની ઉત્કૃષ્ટ મનોભાવના દૃઢીભૂત કરવાનુ એ શ્રેષ્ઠ સાધન છે.

**અનુષ્ટુભ્.**

જે જે ખામી રહી ચિત્રે પૂરીએ સર્વ તોય આ
એના લાવણ્યની માત્ર કૈંક રેખા પડે જ હા! ૧૪

**સાનુમતી**—[૧]પશ્ચાતાપથી વધેલા સ્નેહને અને નિરાભિમાનને છાજતું જ છે.

**વિદૂષક**—ભાઇ, આમાં તો ત્રણ જણાં દેખાય છે, અને બધાંય રૂપાળાં છે, ત્યારે શકુંતલા કયાં?

**સાનુમતી**—[૨]ખરે આવા રૂપનો એ બાપડાને પરિચય નહી તેથી એની આંખ જ અંજાઇ ગઇ!

**રાજા**—આમાંથી તું કોને ધારૂ છું?

**વિદૂષક**—[૩]મને લાગે છે કે આ વેણીબંધ ઢીલો પડવાથી ગરી પડતાં ફુલ ભર્યા કેશવાળાં, સ્વેદબિન્દુ વળેલા વદનવાળાં, અને વિશેષે કરી આ નીચા પડી ગએલા બાહુવાળાં પાણીની છાંટથી ચળકતાં તાજાં પલ્લવ ભર્યા આંબાની થડમાં સ્હેજ થાકી ગએલાં હોય એવાં જે ચિતર્યાં છે તે શકુંતલા, અને બીજી બે એમની સખીયો હશે.

**રાજા**—ખરો પ્રવીણ! આ અહીં મારા ભાવની નીશાની પણ રહી ગઇ છે.

**ગીતિ.**

[૪]સ્વેદ ભરી આંગળીએ મલિન સ્પર્શ આ જણાય જો છેડે,
આ ઉપસેલા રંગે જણાય આંસુ ગર્યું ગાલથી તે. ૧૫

---

૧. બહુ સુંદર વિવેચન.

૨. પહેલા અંકમાં પ્રથમ દર્શન વખતે ત્રણે સખીની વયરૂપમાં સમાનતા જોઈ રાજાએ કરેલી પ્રશંસા યાદ આવે છે.

૩. વિદૂષકે આ પ્રસંગ જોએલો નથી છતાં આ ચિત્ર વર્ણન ચિતારાની અપ્રતીમ કુશળતા બતાવે છે. ગરી પડતાં પુષ્પની ચાલુ વર્તમાન સ્થિતિનું ચિત્ર તથા પત્ર ઉપર પડેલી પાણીની છાંટનો ચળકારો ચિતરવાની કળા તથા ભાવની આકૃતિમાં ચિત્રેલી સ્પષ્ટતા એ ચિત્રકળાના ઉત્તમ ગુણ છે. સમાન વયરૂપવતી ત્રણે સખીયોમાંથી શકુંતલાને ખોળી કાઢવામાં એના શૃંગારભાવની ચિત્રમાં ઉછળી રહેલી ઝલક જ તેના સ્વરૂપને વિશેષતા આપી અન્યથી છૂટું પાડી, દેખાડે છે. વિદૂષકની ચિત્ર પરીક્ષાની કુશળતા રાજાની પ્રશંસાનુપાત્ર થઇ છે તે યોગ્ય છે.

૪. ભાવનું દર્શન કરાવી શકુંતલાની છબી ચિતરતી વખતે રાજાની થએલી સ્થિતિનું આપણને આ શ્લોક સારૂં દર્શન કરાવે છે.

ચતુરિકા, આ વિનોદ સ્થાન હજુ અર્ધુંજ ચિત્રાયું છે. જા જોઇએ, પીંછી લઇ આવ.

**ચતુરિકા**—આર્યે માઢવ્ય, હું આવું એટલામાં આ ચિત્રફલક જરા ઝાલી રાખશો?

**રાજા**—હુંજ ઝાલીશ. (એમ કરે છે) (ચેટી જાય છે)

**રાજા**—હુંય તે

**વસંતતિલક.**

સાક્ષાત્ પ્રિયા મળી હતી તરછોડી તેને
સન્માન આપુ પછી સ્થાપિ જ ચિત્ર માંહે;
રસ્તે નદી જળ ભરી ઉતરી જઇ આ
પીવા કરૂં મન સખે મૃગ તૃષ્ણિકામાં! ૧૬

**વિદૂષક**—આ પાછા નદી ઉતરીને એ તો ઝાંઝવામાં પડયા! (મોટેથી) ભાઇ, બીજું હવે શું ચિતરશો વારૂં!

**સાનુમતિ**—મારી સખીને જે જે સ્થાન પ્રિય હશે તે તેજ ચીતરવાના.

**રાજા**—સાંભળ.

**શાર્દૂલ.**

[1]ચિત્રું તીર પડયાં જ હંસમિથુનો એવી નદી માલિની,
ને હીમાચળ-પાદ પુણ્ય હરણાં આલોટતાં જ્યાં જઈ,
ઇચ્છું ચિતરવા હું વલ્કલ ભરી શાખા તળે વૃક્ષની
ડાબી આંખ ખણી રહી મૃગ તણા શૃંગેથી એવી મૃગી. ૧૭

---

૧. અપૂર્વ રમણીયતા ભર્યું આ ચિત્ર છે. માલિનીના જળ પ્રવાહ આગળ નદીની રેતમાં પડયાંજ રહેલાં હંસ મિથુનો અને નદી આગળ હીમાચલના મૂળમાં આળોટતાં હરણનાં જોડાં સૃષ્ટિ રચનાની ભવ્ય સરળતા સાથે શૃંગારમય શુદ્ધ પ્રેમના ભાવ ઉત્તેજીત કરે છે. આવા મનહર પ્રસંગમાંય તપશ્ચર્યા કરવાવાળા પવિત્ર ઋષિયોની સ્મૃતિ સાથે પુણ્યભાવને પ્રકટ કરતાં શકુંતલાનું સૂચન કરી મનને હરણ કરે એવું મૃગ અને મૃગીની રસમય લીલાનું ચિત્ર અત્યંત આલ્હાદકારક છે. મૃગની ઝીણી અણીવાળી શિંગડીવડે મૃગી પોતાની ડાબી આંખ સ્હેજ ઘસી ઘસી ખણી રહી છે! જો મૃગ જરાક શિંગડી હલાવે તો તરત આંખ ફુટી જ જાય પણ પ્રેમનો એવો સજડ પ્રભાવ બતાવ્યો છે કે જાણે એના મધુર ઘેનમાં મૃગ કેવળ જડજ થઇ ગયો છે! અને શિંગડી જરાય હાલતી નથી. આવી પ્રેમની જડતાએ મૃગીને પણ એટલી વિશ્વાસુ કરી છે કે નીરાંતે આ પ્રેમચેષ્ટા તે કર્યા જ જાય છે!

**વિદૂષક**—[1](મનમાં) મારી દૃષ્ટિએ તો આખું ચિત્ર લાંબી દાઢીવાળા તપસીઓનાં ટોળાંથી જ આમણે ભરી કાઢવું જોઇએ.

**રાજા**—મિત્ર, વળી શકુંતલાનો શણગાર મને બહુ ગમે છે.

**વિદૂષક**—કયો વારૂ?

**સાનુમતી**—વનવાસને, સૌકુમાર્યને, અને વિનયને છાજે એવો.

**રાજા**—

**વંશસ્થ.**

[2]શિરીષનું ના અવતંસ કાઢ્યું મેં
ઝુલી અડ્યું કેસર જેનું ગાલને!
રચ્યું ન કે કોમળ ચંદ્ર કીર્ણ શું
સ્તનાંતરે સૂત્ર સખે! મૃણાલનું. ૧૮

**વિદૂષક**—ઓ હો! કેમ વારૂ આ ભવતી રાતા કમળની પાંખડી જેવી સુશોભિત હથેલી મોં આગળ ધરીને જાણે ગભરાયા જેવાં ઉભાં છે! (જરા બારીકાઇથી જોઇ) આહ! આ રાંડનો કુસુમ રસ ચોરી ખાનાર મધુકર એમના વદન ઉપર ઝઝુમી રહ્યો છે!

**રાજા**—એ ઉદ્ધતને વારી કાઢ.

**વિદૂષક**—વિનીતને દંડ દેનાર આપ જ એને વારી શકશો.

**રાજા**—ઠીક, અરે ઓ પુષ્પથી લચી પડતી લતાના વ્હાલા મ્હેમાન, અહીંયાં તે તું શા માટે ભટકતો હોઇશ?

**ગીતિ.**

[3]કુસુમ ઉપર બેઠી આ આસક્ત થઇને સતી વાટ જોતી,
મધુકરી તરષી હોયે તુજ વિણુ પીતી મધુ ન જો પેલી. ૧૯

**સાનુમતી**—આતો એને બહુ સભ્યતાથી વાર્યો.

**વિદૂષક**—વાર્યો હોય એ જાતજ વાંકી.

**રાજા**—અરે એમ કે? મારો હુકમ નથી માનતો! ત્યારે તો હવે સાંભળ.

---

૧. રાજાની અને વિદૂષકની દૃષ્ટિમાં કેટલો બધો ફેર! સર્વ કોઇ પોતાની દૃષ્ટિ પ્રમાણે જ સૃષ્ટિને નિહાળે છે.

૨. શી રાજાની આ રસમય દૃષ્ટિ! એના સંસ્કાર પામેલા ભાવની શી મધુર પસંદગી! એ સાથે શકુંતલાનું લાવણ્ય અને તેનો આભરણ વિવેક સૂચવતી આ મનોહર ચિત્ર સૃષ્ટિની રચના!

૩. અહીં સતી શકુંતલાની પણ અવસ્થાનું કંઈક સૂચન થાય છે.

**વસંતતિલક.**

[1]તાજી કુળી તરૂની કુંપળ શું રૂપાળું
સંભાળીો મેં સુરત ઉત્સવમાં પીધેલું
બિમ્બાધર ભ્રમર તું અડશે પ્રિયાનું
પૂરીશ પદ્મદલ બંધનમાં તને હું. ૨૦

**વિદૂષક**—આવા તીક્ષ્ણ દંડથી ય શું નથી બ્હીતો કે? (હસીને) (મનમાં) આતો હવે ઉન્મત્ત થઇ ગયા! હુંય એમના સંગમાં એ-વો જ થયો! (મ્હોટેથી) અરે આતો ચિત્ર છે!

**રાજા**—શું ચિત્ર જ!

**રાજા**—મિત્ર, આ શા ભોગ મેળવ્યા!

**ગીતિ.**

સાક્ષાત્ દર્શન સુખમાં તન્મય હૃદયે ગરક થયો તો હું
સ્મરણ કરાવીને તેં વળી મુજ કાન્તા ચિત્ર રૂપ કરી શું! ૨૧

(આંસુ સારે છે)

**સાનુમતી**—પૂર્વાપર વિરોધવાળી આ વિરહદશા કાંઇ અ-પૂર્વ જ છે!

**રાજા**—મિત્ર, કેમ વારૂ આમ મને સતત દુઃખનોજ અનુભવ થાય છે!

**અનુષ્ટુભ્.**

[2]ઉજાગરો થવા દે ના સ્વપ્ને એનો સમાગમ,
ચિત્રમાં ય પધારેલી બાષ્પ જોવા ન દે ત્યમ. ૨૨

**સાનુમતી**—સર્વથા શકુંતલાનું તિરસ્કાર દુઃખ તો તમે ધોઇ જ નાખ્યું.

(પ્રવેશ કરી).

---

૪. અત્યંત કોમળ ભાવથી ભરેલા માણસો ક્રોધમાં ય કાઠિન્યને સ્પર્શ કરી શકતાં નથી. ઉન્માદ અવસ્થા છતાં શિક્ષા કરવામાં ય કમળ જ એમનું તુરંગ બને છે. તુરંગમાં પુરવાનો કઠિન વિચાર કમળની મૃદુતામાં જ વિ-રમે છે! આની સાથે સૃષ્ટિની વસ્તુસ્થિતિ ઉપરથી કવિનું લક્ષ્ય જરાય ખસ્યું નથી. ભ્રમરને કમળબંધનમાં પૂરવો એજ સ્વભાવસિદ્ધ છે. કાલિદાસ કાવ્યમાં રંગ ભરતાં વસ્તુસ્થિતિને બહુ લક્ષમાં રાખીને કલાને ખીલાવે છે. કાલિદાસના અલંકાર આથી જ બહુ ચિત્તાકર્ષક બને છે.

૨. સ. વિ. ૨. ૧૦. મેઘદૂત. **त्वामालिख्य प्रणयकुपितां धातुरागै शिलायाम्.** ઇત્યાદિ.

**ચતુરિકા**—મહારાજનો જય થાવ. પીંછીનો કડીઓ લઇને આણી તરફ આવતી હતી,

**રાજા**—એટલે,

**ચતુરિકા**—રસ્તામાં તરલિકા સાથે આવતાં દેવી વસુમતીએ તે મારા હાથમાંથી બળાત્કારે લઈ લીધો, અને કહ્યું કે હું જ આર્ય પુત્રને આપી આવીશ.

**વિદૂષક**—મોટું ભાગ્ય કે તને જવા દીધી!

**ચતુરિકા**—દેવીનું ઉત્તરીય ડાળે ભરાયું તેને તરલિકા વછોડવા રહી એટલાકમાં હું જીવ લઇને નાશી આવી.

**રાજા**—મિત્ર દેવી આવી પહોંચી, અને બહુ માનથી એ ગર્વિષ્ટ થઇ છે. તું આ છબીને જાળવજે.

**વિદૂષક**—"મને" એમ કહો! (ચિત્ર ફલક લઈ ઉભો થઇને) આપ જ્યારે રાણીની લમણાકુટથી છૂટો ત્યારે મેઘ પ્રતિચ્છન્ન મ્હેલમાં હાંક મારજો. (દોડી જાય છે).

**સાનુમતી**—હૃદય બીજીમાં છે છતાં પહેલીના સન્માનની અપેક્ષા રાખે છે! એમનું વ્હાલ હવે શિથિલ થયું.

(હાથમાં પત્ર લઇ પ્રવેશ કરી)

**પ્રતીહારી**—દેવનો જય થાવ.

**રાજા**—વેત્રવતિ, રસ્તે તેં દેવી ન દીઠાં?

**પ્રતીહારી**—હાજી, મારા હાથમાં પત્ર દેખી એ પાછાં વળી ગયાં.

**રાજા**—એ કાર્ય કુશળ મારા કાર્યમાં આડે નહીં આવવાની.

**પ્રતીહારી**—[1]દેવ, અમાત્યે વિજ્ઞાપના કરી છે કે, ત્રિજોરી ગણવાનું કામ લાંબુ ચાલવાથી માત્ર એકજ વ્યવહાર કાર્ય જોઈ શકાયું છે. કાગળમાં એ લખી મોકલ્યું છે તે આપ જોઇ જશો.

**રાજા**—લાવ જોઇએ એ કાગળ.

(પ્રતીહારી કાઢીને આપે છે)

---

૧. રાજ્ય બહુ વિશાળ અને આબાદીવાળું હતું તેનું અહીં સૂચન કર્યું છે.

**રાજા**—( વાંચી જોઈને ) [1]આ શું ! દરિયાના સફરી વ્યાપારીયોના શેઠ ધનમિત્રનો વહાણની વિપત્તિથી કાળ થયો ! અને એ બાપડા સંતાન વિનાના છે તેથી એમની માલમતા રાજાને મળે એમ અમાત્યનું લખવું છે ! અપુત્ર રહેવું એય મહાકષ્ટ છે ! વેત્રવતિ, એ ધનવાન છે તેથી એમને પત્નિયો ઘણી હશે. પૂછી જુવો કે એમની ભાર્યામાંથી કોઇ સગર્ભા છે ?

**પ્રતીહારી**—દેવ, હમણાંજ એમનાં ભાર્યા શ્રીમાન સાકેત વણિકની પુત્રિનો પુંસવન સંસ્કાર થયો સાંભળ્યો છે ખરો.

**રાજા**—ત્યારે ગર્ભને પિતાનો વારસો મળે છે, માટે જા અને અમાત્યને એ પ્રમાણે કહે.

**પ્રતીહારી**—જેવી દેવની આજ્ઞા. ( જાય છે ).

**રાજા**—જરા આમ આવ.

**પ્રતીહારી**—જી આવ્યો.

**રાજા**—સંતતિ હો વા ન હો એનું શું કામ છે ? એવો જ ઢંઢેરો પીટાવો કે

---

૧. આ પ્રકરણ ઉપરથી જણાય છે કે કાલિદાસના વખતમાં દરિયા મારફતે આ દેશમાં મોટો સફરી વ્યાપાર ચાલતો હશે. વળી એવા વ્યાપારીઓનાં મહાજન તથા તેમના શેઠ હોવાનો રીવાજ ઘણા જુના કાળથી ચાલતો જણાય છે. આવા મહાજનોની અદ્યાપિ પર્યન્તની હયાતી ઉપરથી વ્યાપારમાં તેમની આવશ્યક્તા સિદ્ધ થાય છે તેમ જ અનેક વિવર્તોમાં થઇને ચાલી આવેલા આવા રીવાજોની પ્રતિષ્ઠા તે તેમનું સામર્થ્ય બતાવે છે. વળી રાજ્યના નોકરો સ્વભાવે રાજાના જ લાભની વાત જોતા રહે છે એ આવા જૂના વ્યવહારમાં પણ જણાતાં મનુષ્ય હૃદયની સ્વાર્થ પરાયણતા ઉપર કંટાળો આવે છે. આમ છતાં સંસ્કાર પામી વિશાળ હૃદયવાળા રાજાઓ સદા ધર્મનું રક્ષણ કરતા, અને સ્વાર્થનીચતામાં ફસાયેલા નહિ હોવાથી એવા અધિકારીયોની સંકુચિત દૃષ્ટિનો અનાદર કરી પ્રજાના લાભ સાચવતા એમ રાજાના આ વ્યવહારથી સ્પષ્ટ થાય છે. પોતાના અધિકારીયો તરફથી રાજાના સ્વાર્થની કરવામાં આવતી હરેક સૂચનાને વધાવી લઈ તેમાં આનંદ માનતા સ્વાર્થપરાયણ હાલના રાજા ક્યાં ! અને કેવળ પ્રજાના જ હિત અર્થે જીવન ગાળતાં સ્વાર્થી દૃષ્ટિની જરાય ગંધ વગરના અધિકારીની તમામ સૂચનાને પોતાની ઉચ્ચ પરમાર્થભરી વિશાળ દૃષ્ટિથી તપાસીનેજ વર્તન કરતા આવા ધાર્મિક જીવન ગાળતા પ્રાચીન રાજાઓની ઉચ્ચ ભાવના ક્યાં !

અનુષ્ટુભ્.

[૧]પ્રજા થાય વિયોગી જ્યાં જે જે વ્હાલાં સ્વબંધુથી
પાપ કર્મ વિના તેનો તે તે દુષ્યન્ત છે અહીં. ૨૩

**પ્રતીહારી**—એમ જ ઢંઢેરો પીટાવવો. ( નીકળીને પાછો પ્રવેશ કરી ) વખતસર પડેલા વર્ષાદની પેઠે દેવના હુકમને લોકોએ વધાવી લીધો.

**રાજા**—( લાંબો ઉનો નિશ્વાસ મૂકી ) અરેરે ! આમ જ પ્રજાના અભાવે નિરાધાર કુલોના મૂળ પુરૂષના અંતકાળે લક્ષ્મી પારકાને જાય છે ! મારા અંતે પુરૂવંશની રાજ્ય લક્ષ્મીનું પણ એમજ થવાનું !

**પ્રતીહારી**—અમંગળ ટળો.

**રાજા**—ધિક્કાર છે મને કે આવેલા શ્રેયનો મેં તિરસ્કાર કર્યો !

**સાનુમતી**—નિઃસંદેહ, મારી સખીનેજ મનમાં રાખી પોતાના આત્માને આ નિંદે છે.

**રાજા**—

ઉપેન્દ્રવજ્રા.

સ્વજોત પૂરી ત્યજી ધર્મપત્નિ
કુલ પ્રતિષ્ટા ત્યજી મેં ખરે શી !
વસુંધરા યોગ્ય જ કાળ વાવી
ફળપ્રદા ખૂબ મનાય તેવી. ૨૪

**સાનુમતી**—તમારો વંશ હવે અવિચ્છિન્ન ચાલ્યો જશે.

**ચતુરિકા**—( બાજુએ ) અલી આ શેઠના વૃત્રાન્તથી તો પ્રભુનો ઉદ્વેગ બમણો વધ્યો ! એમનું આશ્વાસન કરવા મેઘ પ્રતિચ્છન્ન મ્હેલમાંથી આર્ય માઢવ્યને લઈ આવ.

**પ્રતીહારી**—તેં ઠીક કહ્યું ( જાય છે )

**રાજા**—અહો ! દુષ્યન્તના સપિંડ પિતૃઓ સંશયમાં પડી ગયા ! કેમકે,

---

૧. કેટલી ઉદાર રાજનીતિ ! પારકાની સાથે જે સંબંધ ધર્મથી દૂષિત ગણાય છે તેવા સંબંધ સિવાય બીજા તમામ સંબંધિયોની ખોટમાં રાજાને જ ગણવો એવો આ ઢંઢેરો છે. રાજા પ્રજાને આવા પ્રેમના લાડમાં ઉછેરે તો પ્રજા આવા રાજા પ્રતિ કદિ દુર્લક્ષ રહી શકે ?

**વસંતતિલક.**

[1]આના પછી કુણુ કુળે અમને વિધિથી
દેશે નિવાપ તણો અંજળી એમ જાણી
નિશ્ચે અપુત્ર રહ્યો હું જળ અર્પું તેણે
આંસુજ ધોઈ વધતું પિતરો પીવે તે! ૨૫.

( એમ કહેતાં મૂર્ચ્છા આવી જાય છે. )

**ચતુરિકા**—( ગભરાટમાં જોતી ) શાન્ત થાવો, મહારાજ, શાંત થાવો.

---

૧ વિધિથી એટલે વેદ વિધિ પુરઃસર. પુત્ર હોવાનું આ પ્રધાન કારણ મનાતું. અપુત્ર રહીને હું જે પિતૃ તર્પણ કરતાં જળની અંજળિ આપું છું તે જળનો પહેલો ઉપયોગ તો મારી અપુત્ર દશાથી ખિન્ન થતા પિતૃઓને પોતાની આંખમાંથી અશ્રુ નીકળે છે તે જ ધોવામાં કરવો પડે છે અને પછી જો વધે તો તે જળ પીવામાં વાપરે છે. અર્થાત્ પિતૃ તર્પણ કર્યા છતાં પિતૃઓ તૃપ્ત થતા નથી. પીવાનું જળ આંસુ ધોવામાં જ ખપી જાય છે! આ ભાવના માત્ર વેહેમમાંથી ઉત્પન્ન થઈ નથી. પુત્રાભિલાષા સર્વ પ્રજાઓમાં આટલી જ ઉત્કટ જોવામાં આવે છે અને એ ધર્મ પ્રાણિ માત્રમાં સાધારણ છે. સૂક્ષ્મ અવલોકન કરનારને સમજાશે કે આ પિતૃતર્પણના આહ્નિકમાં જગતમાં પ્રવર્તતા નિયમનું સકારણ જ્ઞાન સંગ્રહી રાખવામાં આવ્યું છે, અને પ્રત્યેક સુજ્ઞ વ્યક્તિને હમેશ તે સંભારવાની જરૂર છે. શરીર અને જીવ એ ઉભય કેવળ જૂદા છે; પણ પોતાની ઉન્નતિના પ્રમાણમાં શરીરની સામગ્રી ન હોય તો જીવનો શરીરમાં સંપૂર્ણ આવિર્ભાવ થઇ શકતો નથી, માટે અનેક સંસ્કારથી શુદ્ધ કરેલા શરીરસત્વને ભવિષ્યમાં ઉચ્ચતર આવિર્ભાવની સામગ્રી માટે મૂકતા જવું જોઇએ એ આ નિયમને સમજનાર પ્રાણિનો ધર્મ છે. એક વખતે શરીરથી છૂટા પડેલા જીવને ફરીને પોતાની ઉચ્ચતાને અનુકૂળ સામગ્રીની જરૂર પડશે જ માટે એવો જીવ પોતાના આવિર્ભાવને યોગ્ય શરીર પરંપરાએ ચાલતું રહે તે જોવાને અત્યંત ઉત્સુક રહે તે સ્વાભાવિક છે; કારણકે એજ શરીરનો ભવિષ્યમાં પોતાને પાછો ઉપયોગ કરવો પડશે. અને શરીરથી છૂટો પડેલો જીવ તેની સંતતિના સંબંધે પિતૃ ગણાય છે અને સંતતિના સંસ્કાર પોતાને અનુકૂળ હોવાથી તે જ શરીરની અખંડિત પરંપરા ચાલ્યા જાય એવી પિતૃની ઘણી જ ઉત્કંઠા રહે એ પણ સ્પષ્ટજ છે. વારંવાર શરીર સામગ્રીનો ઉપયોગ કરી પોતાના આત્માનું ઉદ્ઘાટન કરનાર જીવને સ્વાનુકૂળ શરીરની આટલી બધી આવશ્યક્તા છે એમ સમજનાર માણસને સંતતિ અને તેમની કેળવણીની આવશ્યકતાના ઉપર ભાગ્યે જ વધારે ભાર મૂકી સમજાવવાની જરૂર રહેશે.

**સાનુમતી**—હા ધિક્! હા ધિક્! દીવો છે ત્હોય પડદાના દોષે આમને અંધકાર જણાય છે! હમણાંજ ત્યારે હું બધું ખુલ્લું કરી દઉં. અથવા, શકુંતલાને આશ્વાસન આપતાં સુરેન્દ્ર જનનીના મુખથી મેં સાંભળ્યું છે કે યજ્ઞભાગ લેવાની લાલચવાળા દેવલોકજ એવો પ્રસંગ લાવશે કે ભર્તા પોતેજ ધર્મપત્નિને વધાવી લેશે તેથી એટલો કાળ રાહ જોવી જોઇએ. ત્યારે આ બધો વૃત્તાન્ત કહી સંભળાવી પ્રિય સખીને શાન્ત પાડું. (એમ કહી ઉંચે કૂદતીકને ચાલી જાય છે)

(પડદામાં)

મારી નાખ્યો રે આ બ્રાહ્મણને!

**રાજા**—(આગળ આવી કાન દઇને) અરે આતો માઢવ્યની જ બૂમ! અરે કોણ છે અહીં?

(પ્રવેશ કરી)

**પ્રતીહારી**—(ગભરાટમાં) ભયમાં આવી પડેલા મિત્રનું દેવ રક્ષણ કરો.

**રાજા**—કોણે પકડયો એ માણવકને?

**પ્રતીહારી**—કોક અદશ્ય સત્ત્વે મેઘ પ્રતિચ્છન્ન મ્હેલની અગાશીમાં એને પટકીને નાંખ્યો છે!

**રાજા**—(ઉઠીને) એમ ના હોય! મારા ય ઘરમાં ભૂત પેશી શકે કે? અથવા

**વંશસ્થ.**

[1]અજાણતાં રોજ ભુલો હશે થતી  
ન જાણવા શક્યજ મ્હારી તો પછી  
પ્રજામહીં કોણ શી રીત ચાલતું  
બધું ય નિઃશેષ શું શક્ય જાણવું? ૨૯.

(પડદામાં)

અરેરે મિત્ર હું મરી ગયો!

**રાજા**—(ઉતાવળે ધસી આવી) સખા, બ્હીશ નહીં.

---

૧. રાજા પ્રજાનું ઐકય એટલું ગાઢ ગણાતું હતું કે પ્રજાના દોષની શિક્ષા રાજાને થાય છે અને રાજાના જ દોષથી પ્રજા પીડાય છે એવી દઢ માન્યતા ચાલતી. જ્યાં આવી દઢ ધર્મ ભાવનાવાળા રાજા હોય ત્યાં પ્રજાને રાજ્ય બંધારણની ચિંતાજ ન હોય! મારી પણ ભૂલ થઇ જાય એમ માનવું એ બહુ સ્હેલું નથી!

( પડદામાં )

( ફરી એવી જ બૂમ મારી ) કેમ ન બ્હીવું ! આ કોક મારૂં મુડું મરડી સાંઠાની પેઠે ભાગી નાખે છે ને !

**રાજા**—( દૃષ્ટિ ફેરવી ) લાવ ત્યારે ધનુષ્ય.

( ધનુષ્ય લઇ પ્રવેશ કરી )

**યવની**—[1]પ્રભુ હાથનાં મોજાં સાથે આ આણ્યું શરાસન.

( રાજા શર સાથે ધનુષ્ય લે છે )

( પડદામાં )

**પ્રહર્ષિણી.**

[2]મારૂં જો અભિનવકંઠ લોહી પીવા
ચિત્તો હું પશુ સમ તર્ફડ્યો તને આ,
પીડ્યાનું ભય હરવા ધનુષ્ય ધારી
આવે છો તુજ શરણે દુષ્યન્ત દોડી ! ૨૭.

**રાજા**—( રોષમાં આવીને ) શું મને જ ઉદ્દેશીને કહે છે કે ? ઉભો રહે મડદાંખાઉ હમણાં જ હતો ન્હોતો થઈશ. ( બાણ ચઢાવી ) વેત્રવતિ સીડીનો માર્ગ બતાવ.

**પ્રતીહારી**—આણી તરફ મહારાજ.

( બધાંય એકદમ ઉપર ચઢે છે )

**રાજા**—( ચારે તરફ જોઇને ) આતો બધું શૂન્ય છે !

( પડદામાં )

મારી નાખ્યો રે મારી નાખ્યો ! આ હું આપને જોઉં છું પણ આપ મને જોતા નથી. બીલાડીએ પકડેલા ઉંદર પેઠે હવે મેં જીવવાની આશા છોડી !

---

૧. ધનુષ્ય બાણનો ઉપયોગ કરતાં હાથના રક્ષણને માટે મોજાં પહેરવાનો રીવાજ ઘણો જૂનો જણાય છે. રાજાનાં હથિયારની સંભાળ રાખવાના કામ ઉપર યવનીયો રોકવાનો પ્રચાર કાલિદાસના વખતમાં હશે એમ જણાય છે. બીજા અંકની શરૂઆતમાં પણ ધનુષ્ય બાણ ઝાલીને રાજાની આસપાસ ફરીવળી ચાલતી યવનીયો બતાવી છે.

૨. અભિનવ=તાજું, પશુસમ તર્ફડતાને તને હું આ વાઘ મારી નાખું છું. બોલાવ તારા રાજા દુષ્યન્તને !

**રાજા**—[1]અરે, અદશ્ય રહેવાની શક્તિથી ગર્વિષ્ટ થએલા, મારૂં શસ્ત્ર તને જુવે છે. આ ચઢાવું બાણ જે

**અનુષ્ટુભ્.**

હન્ય તું મારશે તેને, રક્ષસે દ્વિજ રક્ષ્ય જે,
જેમ હંસ કરી જૂદું દૂધ પી પાણીને ત્યજે. ૨૮.

એમ કરી શસ્ત્ર ચઢાવે છે.

(વિદૂષકને મૂકી દઇને માતલિ પ્રવેશ કરે છે.)

**માતલિ**—

**વસંતતિલક.**

ઇન્દ્રે કર્યાં અસુરને તુજ બાણ લક્ષ્ય
તેનાપરે ધનુષ ખેંચવું તારૂં યોગ્ય,
સાધુ જનોની પડતી મધુરી પ્રસન્ન
દૃષ્ટિ સુહૃદ્જન પરે, નહિ કારી બાણ. ૨૯.

**રાજા**—(શસ્ત્ર ઉતારી મૂકતાં) કોણ માતલિ! પધારો પધારો ઇન્દ્રના સારથી!

(પ્રવેશ કરી)

**વિદૂષક**—દીઠું! મને મારીને જેણે ઠાઠાં ભાગી નાખ્યાં તેને તો પધારો, પધારો, કહી આ અભિનંદન આપે છે!

**માતલિ**—(હસીને) આયુષ્મન્, સાંભળો મને ઇન્દ્રે આપની પાસે મોકલ્યો છે, તે.

**રાજા**—સાંભળું છું.

---

૧. સ્વધર્મ પરાયણતાની શ્રદ્ધાવાળા રાજામાં આવો નિશ્ચય યોગ્ય જ છે. આજ પ્રમાણે પ્રથમાંકમાં પણ શકુંતલાની પરીક્ષા વખતે પોતાનો નિશ્ચય એણે આપણને દેખાડયો છે. તું મારવા યોગ્ય છું તેથી તને મારશે અને રક્ષણ કરવા યોગ્ય દ્વિજ વિદૂષકનું એ બાણ રક્ષણ કરશે.

આત્મ ભાવની આ માન્યતા કાલિદાસનામાં ઘણી દૃઢ જણાય છે અને તેમાં પોતાને માત્ર પુસ્તક વાંચીને ખાતરી થાય એવી શ્રદ્ધા નથી પરંતુ જે જે પ્રસંગે આત્મ તત્વનો આ બળિષ્ઠ પ્રભાવ એમણે પ્રગટ કર્યો છે તે પ્રસંગની પરિસ્થિતિમાં વિચાર કરતાં સ્પષ્ટ સમજાય છે કે કાલિદાસની આ ભાવનાની શ્રદ્ધા અનુભવ સિદ્ધ હોય તેવી જ પ્રજ્વલિત અને વેગવાળી છે. આ તર્ક જો યોગ્ય હોય તો આત્મ વિદ્યાની ઉંડી કળા શોધવાનું અહીં દ્વાર છે.

**માતલિ**—કાલનેમીની સંતતિમાં દુર્જય નામનો દાનવગણ છે.

**રાજા**—હા, નારદ પાસેથી પહેલાં સાંભળ્યું છે ખરૂં.

**માતલિ**—તે

**પ્રહર્ષિણી.**

[1]જીતાએ નહિ તુજ મિત્ર ઇન્દ્રનાથી
તેને તું હણિશ હવે રણે ચઢ્યાથી,
જેને ના કદિ હણવા સમર્થ સૂર્ય
કાપે તે તિમિર નિશાનું ગાઢ ચંદ્ર. ૩૦.

આપ આમને આમ હથિયારબંધ હમણાં જ ઇન્દ્રના રથે ચઢી વિજય કરવા પધારો.

**રાજા**—ઇન્દ્રના આવા માનથી હું અનુગ્રહિત થયો. વારૂ આ માઢવ્યની સાથે તમે આમ કેમ વર્તન કર્યું?

**માતલિ**—તેય પણ કહું. કોક કારણસર મનના સંતાપથી આપ મને સ્હેજ વિહ્વલ જણાયા, પછી આપને ઉશ્કેરવા મેં એમ કર્યું. કેમકે,

**ગીતિ.**

[2]અગ્નિ ખોર્યો ભભુકે, છંછેડાયો નાગ ફેંણ માંડે,
જન પણ તેમજ મુખ્યે ઉશ્કેરાયો પ્રભાવ પ્રકટાવે. ૩૧.

**રાજા**—(બાજુએ) મિત્ર, સુરેશ્વરની આજ્ઞાનું ઉલ્લંઘન થાય નહીં, તેથી હવે આ બધું સમજાવીને મારા નામથી અમાત્ય પિશુનને કહેજે કે

---

૧. ઉપમા બહુ સુંદર ધ્વનિવાળી મુકી છે. માતલિ ઇન્દ્રનો સારથી છે અને ઇન્દ્રના વિષે એણે બહુ માનથી બોલવું જોઇએ. ઇન્દ્રના વીર્યને જરાય ખામી લાગે નહીં તેમ રાજાના વીર્યની સ્તુતિ પણ કરવી જોઇએ માટે આવી ઉપમા મૂકી કવિએ બહુ વિકટ પ્રસંગમાં પોતાનો માર્ગ કરી લીધો છે. ચંદ્ર રાત્રિનું અંધકાર કાપે તો ખરો પરંતુ એનું તેજ સૂર્ય પાસેથી જ મળેલું છે એટલે જો કે નિમિત્ત ચંદ્ર થાય છે પરંતુ પ્રભાવ તો સૂર્યનો જ છે તેમ રાજાથી દુર્જય જીતાશે એ વાત ખરી પરંતુ ઇન્દ્રની જ મૈત્રીના પ્રભાવે. આ ભાવ સાતમા અંકમાં રાજાને પોતાને જ મુખે કવિ સ્પષ્ટ કરાવે છે. ચંદ્રનું તેજ તે સૂર્યનું જ પ્રતિબિંબિત તેજ છે એમ કાલિદાસને સ્પષ્ટ સમજાયેલું હતું.

૨. આપણા કવિનું મનુષ્યના વ્યવહારનું અવલોકન અંગ્રેજી કવિ શેક્સપીયરના જેટલું જ ચોક્કસ અને બારીક છે.

અનુષ્ટુભ્.

તમારી એકલી બુદ્ધિ પ્રજાને પાળશે હવે
અને ચાપ ચઢાવ્યું આ કાર્ય બીજા ભણી વળે. ૩૨.

વિદૂષક—જેવી આપની આજ્ઞા. (જાય છે.)

માતલિ—આયુષ્મન્, રથમાં પધારો.

(રાજા રથમાં બેસે છે) (સર્વે જાય છે)

[છઠ્ઠો અંક સમાપ્ત.]

# [1] અંક સાતમો.

( આકાશ માર્ગે રથમાં બેઠેલો રાજા અને માતલિ પ્રવેશ કરે છે. )

**રાજા**—માતલિ, ઇન્દ્રનો નિદેશ પાર પડયો હોય એમણે કરેલા અત્યંત સત્કાર આગળ જાણે મેં જાતે કાંઈ જ કર્યું નથી એમ લાગે છે !

**માતલિ**—( હસીને ) આયુષ્મન્, બન્નેય અસંતુષ્ટ જણાઓછો. આપ

**વંશસ્થ.**

કરી જ પ્હેલો ઉપકાર ઇન્દ્રનો
થએલ સત્કારથી સ્હેજ તે ગણો;
ચકીત થૈ વિક્રમ જોઈ આપનાં
ગણે ન સન્માન કર્યાં ય એ કશાં ! ૧.

**રાજા**—માતલિ, ના, ના, એમ શું. વળાવતી વખતનું સન્માન તો મારા મનોરથનીય હદ પારનું ! કેમકે દેવગણની સમક્ષ પોતાની સાથે અર્ધા આસન ઉપર બેસાડી

---

૧. આ અંક એક દૃષ્ટિથી ઘણો ઉંચો છે. જેમ કવિએ આગલા અંકોમાં અને મુખ્યત્વે ચોથામાં મનુષ્યના હૃદય કમળનાં પત્ર છૂટેછૂટાં કરી અપૂર્વ પ્રતિભા શક્તિથી આપણને અતિ ઉચ્ચ જીવનનું દર્શન કરાવ્યું તેમ આ અંકમાં સૃષ્ટિની મનોહર રચનામાં રહેલી પ્રભુતાની સાથે નિસર્ગની પવિત્રતાનું એવુંજ ઉચ્ચ દર્શન તે કરાવે છે. અવાન્તરે પ્રસંગાનુસાર મનુષ્ય જીવનની ઉચ્ચ રેખાઓ ખેંચાતીજ જાય છે પરંતુ સૃષ્ટિની વિશાળતાનું ગૌરવ આ અંકમાં પ્રાધાન્ય લે છે. શરૂઆતમાં બહુ વિનય ભરી મર્યાદામાં ઇન્દ્ર અને રાજાની પ્રશંસા કરવામાં આવી છે. આવું સૌજન્ય પણ આપણને બહુ બોધક છે. નાટકની શરૂઆત અને તેનો અંત સંયમ શીલ ધર્મચર્ચા કરવાવાળા તપસ્વીયોના સંગમાં વિરમે છે એ પણ કાલિદાસના આત્માની ઉત્તમતા સિદ્ધ કરે છે. આજ સૂત્રથી આખા નાટકનું જીવન સંકળાયું છે એ જ્યારે આપણી દૃષ્ટિએ ચઢે છે ત્યારે નાટક વાંચી આપણે ધન્ય માનીએ છીએ. આજ દૃષ્ટિથી પ્રેરાયલું નાટક એ જ દૃષ્ટિથી વંચાવાની જરૂર છે, એમ થતાં શૃંગાર ઉપર અજ્ઞાત પુરૂષોએ કરેલા અત્યાચારથી આપણે બચીએ છીએ, અને કાલિદાસના હૃદયની કુંચી આપણે હાથ લાગે છે.

**ઇન્દ્રવજ્રા.**

[1]પાસે રહ્યો ઉત્સુક પ્હેરવા તે
જયન્તને જોઇ હસી મહેન્દ્રે
ધાલી મને ચંદન વક્ષ ચોળ્યે
સુગંધી મંદારની માળ કંઠે. ૨.

**માતલિ**—અમરેશ્વરના શા માનને આપ લાયક નથી! જુવો,

**દ્રુતવિલંબિત.**

[2]થયું સુખાર્થી મહેન્દ્રનું સ્વર્ગ એ
અસુર કંટક મુક્ત જ બે વડે
સરળ આજ શરે કરી આપને
નખથી આગળ શ્રી નરસિંહને. ૩.

**રાજા**—પણ એમાં ઇન્દ્રનાજ મહીમાની પ્રશંસા કરવી ઘટે.

**વસંતતિલક.**

[3]સાધે મહાન પણ કાર્ય જ સેવકો તે
છે સ્વામિ-માન તણું ગૌરવ જાણ સર્વે,
અંધારનાશક શું થાત અરૂણ જો ને
તેને ન આગળ કર્યોહત કોટિ કીર્ણે? ૪.

---

૧. જયન્ત તે ઇન્દ્રનો પોતાનો પુત્ર. ઇન્દ્રે પોતાના ચંદન ચોળેલા વક્ષઃસ્થળ ઉપર મંદારની માળા ધાલી હતી અને તે માળ પોતે ધાલવાનું મોટું માન લેવાની ઉત્કંઠાવાળા પોતાના પુત્રને જોયા છતાં તે મહામાન મને આપી એ માળ પોતાના કંઠમાંથી ઉતારી મને દેવલોકની સમક્ષ પહેરાવી એ કાંઈ ઓછું સન્માન નથી.

૨. સ. વિ. ૧. ૧૪. અસુરના ત્રાસમાંથી મુક્ત રહી સુખ ભોગની ઇચ્છાવાળા ઇન્દ્રના સ્વર્ગમાંથી બે વસ્તુએ એના દુઃખનો કાંટો કાઢી નાંખ્યો. પ્હેલાં જૂના વખતમાં હિરણ્યકશિપુ રાક્ષસને ચીરી નાખી નૃસિંહ ભગવાનના તિક્ષ્ણ નખે અસુરનો ત્રાસ મટાડયો હતો અને આજે દુર્જય દાનવગણને મારી નાખી તમારા સરળ શરોએ એ ત્રાસમાંથી મુક્ત કર્યો.

૩. મોટા પુરૂષોના સેવકો મહાન કાર્ય સરળતાથી સાધે છે તેનું કારણ સ્વામીએ તેમને પોતાની સેવા કરવા યોગ્ય ઉચ્ચ સ્થાન ઉપર મૂકીને જે એમનું માન વધાર્યું છે તે માનનું જ ગૌરવ છે. સેવકનું પોતાનું ગૌરવ એ કાર્ય સિદ્ધિનું કારણ નથી. કેમકે એ સ્થાનથી ઉતરતાં એનાથી એવાં કાર્ય સધાતાં નથી. સત્ય વિનય સાથે કેટલું શોભી રહ્યું છે! કોટિકીર્ણ એ સૂર્યનું નામ છે. અરૂણને સૂર્યે પોતાની આગળ ન કર્યો હોત તો તે અંધારનાશક ન કહેવાત.

**માતલિ**—એ તો આપની લાયકી.

( થોડુંક આગળ વધી ) આયુષ્મન્, જુવો આમ, સ્વર્ગતલમાં પ્રતિષ્ઠા પામી પ્રસરી રહેલા આપના યશનું આ સૌભાગ્ય !

**ઉપેન્દ્રવજ્રા.**

[1]સ્વરૂપ રંગી સુર સુંદરીના
વધેલ રંગે સુર લોક જો આ
ચરિત્રનું પદ્ય રચી તમારૂં
લખી રહ્યા કલ્પલતાંશુકે શું ! ૫.

**રાજા**—માતલિ, અસુરનો સંહાર કરવાના ઉચાટમાં તે દહાડે આકાશમાં ચઢતાં સ્વર્ગે માર્ગ મારા લક્ષમાં રહ્યો નથી. આપણે વાયુના આ કયા માર્ગમાં છીએ ?

**માતલિ**—

**વસંતતિલક.**

[2]ધારી રહ્યો ગગનમાં જ ત્રિવેણી જે ને
ફુંકી છુટી લહર મંડળ ફેરવે જે,
તે વાયુનો પુનિત પાદ બીજે હરીને
ફ્હેવાય ઉજ્વળ પરિવહ માર્ગ આ તે. ૬.

---

૧. તમારા ઉપર એટલો બધો આદર છે કે દેવાંગનાનાં શરીર રંગવાના રંગે તમારાં યશોગાન લખાય છે. વળી સુર સુંદરીએ સ્વરૂપ રંગતાં "વધેલ રંગે" એ વિશેષણ મૂકી એક રસમય ધ્વન્યાર્થ સાધ્યો છે. આ દેવાંગનાના વિલાસ સાથે તમારૂં નામ સદા અમર રહેશે. એમના આનંદ ભોગના તમે નિમિત્ત થયા છો કેમકે એમના જન્મના વૈરી દાનવ ગણનો કાંટો તમે જ કાઢી નાખ્યો છે અને તેથી જ નિષ્કંટક ઉપભોગ ભોગવવા હવે દેવાંગનાઓ સમર્થ થઇ છે; તેથી એમના ભોગની સાથે તમારૂં નામસ્મરણ પણ ચિરસ્થાયી છે. સ. બીજા અંકમાંનો શ્લોક ૧૫. કલ્પલતાંશુક એટલે વાંચ્છિત ફળ આપવાવાળી લતાએ ધાલેલી પતાકાઓ.

૨. મંડળ એટલે ગ્રહમંડળ. આ વાયુનો માર્ગ આકાશમાં છે અને વામન અવતાર ધરી હરિએ બલિ પાસેથી ત્રણ ડગલાં પૃથ્વી માગી લેતાં બીજો પાદ આકાશમાં મૂકી એ આકાશ માર્ગને પાવન કરેલો તેથી અહીં એ માર્ગને હરિના પાદથી પાવન થએલો વર્ણવ્યો છે. એવા પવિત્ર સ્થળમાં જવાથી અંતરાત્મા શાન્તિ અનુભવે છે. ત્રિવેણી જે માર્ગમાં વાયુ ધારણ કરી રહ્યો છે તે જ આ માર્ગ છે. ત્રિવેણી આપણા સાહિત્યમાં દેવ ગંગાના નામથી પ્રખ્યાત છે. હાલના પશ્ચિમના સાહિત્યમાં ( Milky way ).

**રાજા**—માતલિ, ખરે ! તેથીજ મારો અંતરાત્મા બાહ્યેન્દ્રિયો સહિત પ્રસન્ન થાય છે. ( રથનાં પૈડાં સામું જોઈ) આપણે આતો મેઘ મંડળ ઉપર ઉતર્યા !

**માતલિ**—કેમ જાણ્યું વારૂ ?

**રાજા**—

**વંશસ્થ.**

ઉડી જતાં ચાતક ચક્રમાં થઈ
છવૈ રહ્યા આ હય વીજ તેજથી
જણાય તેથી રથ ભીની વાટથી
જળે ભર્યા મેઘ પરે ફરે અહીં. ૭.

**માતલિ**—[1]હવે એક ક્ષણમાત્રમાં આપનાજ અધિકારની ભૂમિ ઉપર પહોંચશો.

**રાજા**—( નીચે જોઇને ) વેગથી ઉતરતાં મનુષ્ય લોકનું દર્શન શું આશ્ચર્યકારક લાગે છે ! કેમકે,

**શાર્દૂલ.**

[2]ઉંચા પર્વત આવતાં શિખરથી નીચી જતી મેદિની,
દેખાતાં થડ ડાળ વૃક્ષ નીકળે ઢંકાયલાં પત્રથી,

---

થી જ્ઞાત છે. એ ગંગાનું સ્થાન પણ વાયુનો માર્ગ છે. વાયુના માર્ગના પ્રદેશનું પ્રથક્કરણ કરી પ્રત્યેકને જુદા પાડી તેમને જૂદા ગુણવાળા કાલિદાસના વખતમાં જાણેલા જણાય છે. ત્યાંનો વાયુ આ પૃથ્વીના જેવો નથી પણ ભિન્ન ગુણનો છે એ આ શ્લોક ઉપરથી સ્પષ્ટ થાય છે. હાલની શોધ આ સત્યની સાક્ષી પુરે છે. જેને આપણે પૃથ્વીની હવા કહીએ છીએ તે પૃથ્વીના ગોળાની આસપાસ અમુક અંતર સુધી ફરતી છે તે પાર આકાશમાં ભરેલી વસ્તુ કાંઇ જુદાજ ગુણવાળી છે જેમાં થઇને સૂર્ય, તારાનાં કિરણો આ પૃથ્વી ઉપર પહોંચે છે. કેટલાક એને ઇથર માને છે. એનો ગુણ નક્કી થયો નથી પણ એ વાયુનો માર્ગ જૂદો છે એટલું તો સિદ્ધ થયું છે ! મનુષ્યના પ્રાણને પોષક તત્ત્વો એ માર્ગમાં પણ હોવાંજ જોઇએ કારણ સૂર્યનાં કિરણ તેમાં થઇનેજ અહીં પહોંચે છે અને આ તત્વ પણ કાલિદાસને જ્ઞાત છે; નહીં તો રાજા જીવી શકે નહીં. આ જમાનાની આપણી વિદ્યા ડટાઇ ગઇ !

૧. પૃથ્વી એ રાજાના અધિકારની ભૂમિ છે. તે સિવાય અન્ય સર્વ પ્રદેશ ઇંદ્રના અધિકારનો છે.

૨. માતલિનાજ શબ્દમાં બહુ જ "સુંદર અવલોકન" રાજાનો રથ વેગથી આકાશમાંથી નીચે ઉતરે છે એટલે આભાસથી પૃથ્વી રાજા સ્હામી

ઝીણી વારિ અદૃશ્ય એવી નદીયો દેખાય વિસ્તારથી
જાણે કોક ઉછાળિ, જો તું, વસુધા લાવે અમારી ભણી ! ૮

માતલિ—વાહ શું સુંદર અવલોકન ! ( બહુ માનથી જોઇને ) અહો ! શી આ પૃથ્વીની રમણીયતા !

રાજા—માતલિ, આ પર્વત કયો ? જે પૂર્વપશ્ચિમ સમુદ્રમાં સ્નાન કરી રહેલો અને સૂવર્ણ રસની વહેતી નદીયોવાળો સંધ્યાકાળના મેઘ પરિઘના જેવો શોભી રહ્યો છે ?

માતલિ—આયુષ્મન્, એતો હેમકૂટ નામનો કિંપુરૂષોનો પર્વત; એ તપશ્ચર્યા સાધવાનું ક્ષેત્ર છે. જુવો

અનુષ્ટુભ્.

બ્રહ્માસુત મરીચીનો થયો પુત્ર પ્રજાપતિ
પિતા તે દેવ દૈત્યોનો પત્નિ સાથે તપે અહીં. ૯.

રાજા—ત્યારે તો આવાં શ્રેયઃને ઓળંગીને ન જવાય. ભગવાનની પ્રદક્ષિણા કરીને જઇએ.

માતલિ—ઉત્તમ વિચાર. ( નીચે ઉતરતાં )

રાજા—( વિસ્મય પામી )

વંશસ્થ.

થતા ન શબ્દો રથ–ચક્રવાટના,
જણાય ના રેત ઉડી જરાય આ,
ન ઝોકતો સ્પર્શ ન ભૂમિનો કર્યે
જણાય ના આ રથ હોય ઉતરે. ૧૦

માતલિ—[1]આપ અને ઇન્દ્રમાં એટલોજ ફેર.

---

કોઇએ ફેંકી હોય તેમ એને જણાય છે. આવી ગતિથી ધીમે ધીમે પૃથ્વી અને તેના ઉપરના પર્વતો, નદીયો, વૃક્ષો વિશાળતાને પામી સ્પષ્ટ થતાં જાય છે અને જમીનના ભાગ પર્વત તરી આવતાં નીચે ઉતરી પડતા જણાય છે. શ્રેષ્ટ અંગ્રેજી કવિ મિલ્ટનની " પેરેડાઇઝ લોસ્ટ " માં પૃથ્વીને સ્વર્ગમાંથી દડાની પેઠે સૂવર્ણ તાર ઉપર લટકતી ચીતરી છે એ કવિની ઉચ્ચ પ્રતિભા શક્તિનાં ચિત્ર આની સાથે બહુ સુંદર રીતે સરખાવી શકાશે. આ શ્લોકમાં ગતિના વિભ્રમનું ચિત્ર ઘણું જ્વલંત છે.

૧. ઇન્દ્રના અધિકારવાળી ભૂમિ ઉપર આપના અધિકારની ભૂમિ ઉપર સ્વભાવે થતો અનુભવ નહીં જણાય. ઇન્દ્ર આકાશ અને સ્વર્ગનો રાજા છે, આપ મેદિનીના રાજા છો. આપ અને ઇન્દ્ર વચ્ચે માત્ર એટલો જ ભેદ છે. એ સિવાય સર્વત્ર સમાનતા છે. સ. રઘુવંશ. ૨. ૫૦.

**રાજા**—માતલિ, મારીચનો આશ્રમ કયે ઠેકાણે ?

**માતલિ**—( હાથ વડે બતાવતો ) પેણે

**શાર્દૂલ.**

[૧]અર્ધો દેહ દટાઈ કીડી દરથી ચોંટી ઉરે કાંચળી,
કંઠે જૂનિ લતાની જૂડ વળગી પીડા અતીશે થતી,
ધારી સ્કંધ પરે જટા વિખરતી માળે ભરી પંખીના
પેલા સ્થંભ સમાન નિશ્ચળ મુનિ જ્યાં સૂર્ય સામા ઉભા. ૧૧

**રાજા**—અઘોર તપશ્ચર્યાવાળા મુનિને નમસ્કાર હો !

**માતલિ**—( રથને ખેંચી પકડીને ) મહારાજ અહીંથી આપણે અદિતિએ ઉછેરેલા મન્દાર વૃક્ષવાળા પ્રજાપતિના આશ્રમમાં પેઠા.

**રાજા**—આ સ્થાન તો સ્વર્ગથી ય અધિક આનંદકારક છે ! જાણે અમૃતના સરોવરમાં જ હું પેઠો !

**માતલિ**—( રથ ઉભો રાખી ) ઉતરો આયુષ્માન.

**રાજા**—( નીચે ઉતરી ) માતલિ, હવે તમે શું કરશો ?

**માતલિ**—આ મેં રથ ઉભો રાખ્યો, અને હું ઉતરી પડું છું. ( એમ કરી ) અહીયાં આપ આમ તેમ ફરી પૂજ્ય ૠષિની તપોવન ભૂમિ નિહાળો.

**રાજા**—ખરે ! હું વિસ્મય પામી પામીને જોઉં છું ! કે આ ૠષિયો તો

---

૧. રાજાનું કોમળ ભાવ ભર્યું હૃદય રક્ષક ધર્મમાં સ્વભાવેજ ગળી રહેલું હોવાથી મુનિની આવી કઠિન તપશ્ચર્યા જોતાં ક્ષણેક મુનિનો ભાવ વિસરી જઇ બોલી ઉઠે છે કે જૂની લતાની જૂડ કંઠે વળગવાથી મુનિને બહુ પીડા થતી હશે. કાલિદાસ કેટલી બારીકાઇથી મનુષ્યના આવા સ્વભાવનું ચિત્ર બતાવે છે ! દુષ્યન્ત જેવો પણ મુનિનું અવલોકન કરવામાં પોતાના સ્વભાવનો રંગ ભેળવી દઈ ભૂલથી પોતાનાજ ભાવનું મુનિમાં પણ આરોપણ કરે છે. કાલિદાસને રાજાના અતિ ઉચ્ચ રક્ષક અને કોમળ ભાવનો પડી ગએલો સ્વભાવ બતાવવો છે તેથી આવા મનુષ્ય સ્વભાવનો લાભ લઈ આ અનુપમ કવિએ બન્ને ઉદ્દેશને બહુ રમ્ય પ્રકારે સાધ્યા છે. આ મારીચનો આશ્રમ તપશ્ચર્યા સાધવાનું સ્થાન છે તેથી બીજા મુનિ પણ અહીં તપશ્ચર્યા સાધી રહ્યા છે. જટામાં પંખીયોએ માળા બાંધ્યા છે તેનું સમાધિસ્થ મુનિને ભાન નથી.

**શાર્દૂલ.**

[1]ધારી પ્રાણ રહે અનિલ પર જ્યાં આ કલ્પવૃક્ષો ભર્યાં,
પીળાં કાંચન પદ્મરેણુ જળમાં તીર્થો કરે સ્નાનનાં,
ધ્યાનાર્થેજ મણિ-શિલા, સુર-વધુ સાથેય રે' સંયમે,
જેને અર્થ તપી રહ્યા મુનિ બીજા તેમાંજ રૈ'ને તપે! ૧૨.

**માતલિ**—ખરે, મોટાંની ઇચ્છા તો ઉંચી ને ઉંચીજ ચઢતી જાય! ( આમ તેમ ફરતાં આકાશે ) અરે વૃદ્ધ શાકલ્ય, ભગવાન મારીચ શું કરે છે? શું કહ્યું? "દાક્ષાયણીએ એમને પતિવ્રતાના ધર્મ વિશે પૂછતાં બીજા મહર્ષિની પત્નિયો સાથે એમને તે સમજાવે છે" એમ?

**રાજા**—( કાન દઇને ) અરે, ત્યારે તો વિષય એવો છે કે રાહ જોવી પડશે.

**માતલિ**—( રાજાને જોઇને ) ત્યારે આ અશોક વૃક્ષના મૂળમાં આપ જરા બેસો, એટલામાં હું આપના સમાચાર મોકલાવવાનો લાગ જોઉં.

**રાજા**—જેવો તમારો વિચાર. ( બેસે છે )

**માતલિ**—આયુષ્યમાન, હું ત્યારે જાઉં છું. ( જાય છે )

**રાજા**—( શુકન થયા હોય એમ બતાવી. )

**અનુષ્ટુભ્.**

મનોરથે ન આશા ય વૃથા કંપે શું બાહુ તું!
તછોડયું શ્રેય પ્હેલું જે દુઃખરૂપ પછી થતું. ૧૩

---

૧. મનુષ્યની સૃષ્ટિ તે એની દૃષ્ટિ પુરતી જ છે. જે વસ્તુ એકને પ્રિય છે તે અન્યને પ્રિય નથી. વસ્તુની સારાસારતા મનુષ્યની સ્થિતિના ઉપર જ આશ્રિત છે. કલ્પવૃક્ષ સ્વર્ગમાં કે પૃથ્વીમાં કેવળ ઉપભોગનું જ પાત્ર છે ત્યારે આ તપોવનમાં કેવળ શોભા રૂપ જ થઇ રહ્યું છે! પદ્મરેણુથી સુગંધી જળ ક્રીડન કરવા યોગ્ય છે તે અહીં માત્ર સ્નાન કરી પવિત્ર થવામાં જ વપરાય છે! મણિશિલા સુંદર લલના સાથે વિલાસનું સ્થાન છે તે અહીં ઇશ્વરની આરાધનામાં પવિત્ર આસન બને છે! સુરાંગનાનું લાવણ્ય મનુષ્ય હૃદયને મંથન કરતા કામદેવનું સચોટબાણ છે તે અહીં આશ્રમ ધર્મ-દીક્ષાનું સાધન બન્યું છે! જે આનંદ ભોગને અર્થે પૃથ્વી ઉપર કેટલાક તપસીયો તપશ્ચર્યા કરી રહ્યા છે તે સુખભોગની સિદ્ધિ થતાં આ મુનિગો એવા ભોગમાં રહીને ભોગ ભોગવતા નથી પણ એ ભોગને પણ તપશ્ચર્યાનાં જ સાધન કરી રહ્યા છે!!

(પડદામાં)

તોફાન ના કર હાં! શું તારી પ્રકૃતિ ઉપરજ ગયો કે?

**રાજા**—(કાન દઇને) અવિનયની તો આ ભૂમિજ નથી; ત્યારે આ કોને વારે છે! (શબ્દ આવતો હતો તે તરફ જોઇને) (વિસ્મય પામી) [1]કોણ હશે આ બાળક, બે તાપસીયો એની લ્હેનાતમાં છે! અને બાળકને ન છાજે એવો તો એનો પ્રભાવ છે.

**અનુષ્ટુભ**

ધાવતું માત પાસેથી કેસરે ઝાલી ખેંચતો
બચ્ચું આ સિંહનું જોરે ક્રીડાને અર્થ બાલ શો!　　૧૪

(ઉપર જણાવ્યા પ્રમાણે ક્રીડા કરતો તાપસીયો સાથે
બાલક પ્રવેશ કરે છે.)

**બાલ**—ફાડ તારૂં મોં, સિંહ, તારા દાંત ગણું.

**પહેલી**—અલ્યા, તોફાની! આ છોકરા જેવા પ્રાણીને કેમ સતાવું છું? હન્ત, તારૂં તોફાન તો વધતું જ જાય છે. રૂષિયોએ તારૂં નામ સર્વદમન પાડ્યું છે તે બરાબર છે!

---

૧. અહીં સહજ એક શંકા થાય છે. કાલદોષનો ભય જણાય છે. બાળક એનાં ચરિત્ર જોતાં ઓછામાં ઓછો અઢી ત્રણેક વર્ષનો હોવો જોઇએ. આટલો સમય આગલી વાત ઉપરથી વીતેલો જણાતો નથી. કારણ કે વીંટી જડયા પછી ભાગ્યેજ બહુ વખત ગયો છે. વીંટી મળ્યા પછીના વસંતનો ઉત્સવ અટકયો અને એ વસંતોત્સવને વસંતપંચમી ગણીએ તો વીંટી મળ્યા પછીની વસંતપંચમીએ રાજાનું ઇન્દ્ર પાસે જવું થયું અને ત્યાંથી પાછા ફરતાં બહુ વખત વીત્યો એમ નજ મનાય, કારણ કે ત્યાં શું કાર્ય કર્યું તેનું વૃત્તાન્ત આ અંકની શરૂઆતમાં આવી ગયું. તો વીંટી પછી વધુમાં વધુ પુત્ર દર્શનને એક વર્ષથી વધારે નજ થવું જોઇએ. તેમ ગણતાં વીંટી ખોવાયા પછી જડતા સુધીમાં, પુત્રની હાલની ઉમ્મર ત્રણ વર્ષની ગણીએ તો, બે વર્ષ ઓછામાં ઓછાં વીતવાં જોઇએ કારણ છ માસ ગર્ભના ઉમેરવા જોઇએ. આટલો વખત રાજા શકુંતલાને વિસરી જાય એ શાપના પ્રભાવે શકય છે; પણ વીંટી માછીને મળ્યા પછી તરત જ બજારમાં આવી છે તો તે મત્સ્યના પેટમાં બે વર્ષ ટકી રહી અને બે વર્ષે મત્સ્ય જાળમાં આવ્યો એજ અનુમાન કરવું પડે છે! વખતે પાણીમાં પડી રહી હોય અને પછી મત્સ્યે ગળી હોય એમ માનવામાં મત્સ્ય માત્ર મુખમાં પાણી લઈ આહારનું ભક્ષણ કરે છે એમ જ નથી પણ તળીએ પડેલી વસ્તુનું પણ ભક્ષણ કરે છે એમ માનવું પડશે.

**રાજા**—કેમ વારૂં આ બાળકમાં મારા પોતાના જ પુત્રની પેઠે મને વ્હાલ આવે છે! હું અપુત્ર છું તેથી તો એવું વ્હાલ થતું નહીં હોય!

**બીજી**—એના છોકરાને નહીં મૂકી દઉં તો આ સિંહણુ હ-મણાં તારા ઉપર તલપ મારશે.

**બાલ**—( હસીને ) ઓ હો ! બહુ બ્હીવરાવ્યો હો ! 

**રાજા**—

**અનુષ્ટુભ્.**

[1]ભારે તેજ તણું બીજ મને આ બાલ ભાસતો
સ્ફુલિંગની અવસ્થાએ વન્હિ શો ઇંધ માગતો. ૧૫.

**પહેલી**—બાપુ, આ બાલસિંહને છોડી દે; હું તને બીજું રમકડું આપું.

**બાલ**—કયાં છે લાવ જોઇએ ! ( એમ કહી હાથ પોહોળો કરે છે. )

**રાજા**—[2]આ શું ! આને તો ચક્રવર્તિનાં ચિહ્ન છે ! કેમકે આની

**વંશસ્થ.**

પ્રસારતાં આ પ્રિય વસ્તુ ઝાલવા
લસે કરે અંગુલિ ગુંથી જાળમાં,

---

૧. અવસ્થા તો એક તણખા જેવડીજ છે છતાં પ્રભાવમાં મહાન અ-ગ્નિની પેઠે એ ભક્ષને માટે જાણે ઇંધરાંની અપેક્ષા કરી રહ્યો છે !

૨. પાંચમા અંકમાં પુરોહિતે શકુંતલાને પોતાને ત્યાં રાખવાના કા-રણમાં ચક્રવર્તીના ચિન્હવાળા પુત્રનું સૂચન કર્યું છે. સામુદ્રશાસ્ત્રમાં પુરૂષ લક્ષણ આપતાં કહ્યું છે કે

**अतिरक्तो करो यस्य ग्रथितांगुलिको मृदुः**
**चापां कुशांकितः सोऽपि चक्रवर्ती भवेद्‌ध्रुवम् ।**

આ ચક્રવર્તીના ચિન્હમાંથી કાલિદાસે માત્ર પ્રથમનુંજ ઉપાડી લઇને અહીં ગુથ્યું તેનું કારણ એજ છે કે દૂરથી તે એક જ ચિન્હ જણાઇ શકે. કાલિદાસની કલા આવે સ્થળે પણ ભૂલ કરતી નથી કારણ એજ છે કે કા-લિદાસની બુદ્ધિ કુદરતના નિયમને એટલી અનુકૂળ થઈ ગઇ છે કે એવી અ-સ્ખલિત કલામયજ એમનું જીવન થયું છે. આ સ્થળે બીજો કવિ ગમે તો કલામાં ભૂલ કરત કે પાસે આવતા સુધી આ પ્રસંગ લાવત નહીં અને બન્ને રીતે કલામાં દોષિત થાત.

નવા જ્વલિત રક્ત પ્રભાતથી ખીલ્યું
છુટી નથી પાંખડી એવું પદ્મ શું !　　　　૧૬.

**બીજી**—સુવ્રતા, આને માત્ર ફોસલાવ્યે ચાલવાનું નથી. જા તું ઋષિકુમાર માર્કંડેયનો પચરંગી ચિત્રેલો માટીનો મોર મારી પર્ણ-કુટિમાં પડયો છે ત્યાંથી તેને આણી આપ.

**પહેલી**—હા. ( જાય છે )

**બાલ**—ત્યાંસુધી આનીજ સાથે રમીશ. ( એમ કહી તાપસી સામું જોઈ હસે છે. )

**રાજા**—આ ખંદા છોકરા ઉપર વ્હાલ આવે છે. !

**વસંતતિલક.**

[1]જોતાંજ દંત કળિયો અનિમિત્ત હાસે
અસ્ફુટ શબ્દ વદતાં રમણીય લાગ્યે

---

૧. સ. વિ. પ. ૯ સ્વજપુત્ર એટલે ઔરસ પુત્ર, તનય. કાલિદાસની હૃદયભાવ ચીતરવાની અદ્ભૂત શક્તિનો વળી આ બીજો દૃષ્ટાન્ત ! બાળકના ઉપર રાજાનો ઉભરાઇ જતો ભાવ અને તેની સાથે એ બાળકના ગૂઢ પ્રભાવથી એ ભાવના ઉપર થએલી ગંભીર અને આનંદકારક અસરનો બીજો કયો કવિ આવો સુંદર ચિતાર આપી શકયો છે ! પેહેલી બે પંક્તિમાં એની રમ્ય બાળચેષ્ટાની ઉત્કૃષ્ઠ રેખા ખેંચી એના પ્રભાવની ઝલક માબાપના ઉભરાઇ જતા હૃદયમાં કેટલા વેગથી ઉતારી દીધી છે ! માબાપનું હૃદય એની આવી ચેષ્ટા જોઈ ઉભરાઈ જાય છે તેથી એને ખોળે બેસારી ચુંબન કરવાની ઉત્કંઠા સમાવી શકતાં નથી અને બાળકને પકડી લાવી ખોળે બેસાડવા મથે છે ! બાળક માબાપનો ભાવ સમજી શકતું નથી તેથી એ એમ જાણે છે કે મારી રમતમાં ભંગ પાડે છે અને નાશી જવા મથે છે. બન્નેની આવી રસમય મસ્તીમાં પ્રભાવ વગરનું બાળક તો તરત માબાપને શરણ થાય છે પણ આ 'ખંદો છોકરો' એવો નથી. એ પ્રભાવનો ભરેલો છે. એમ માબાપને કાંઈ બળમાં ગાંઠે તેવો નથી તેથી એ ખોળે બેસારવા મથનાર માબાપની પાકી વિટંબના રાજાના મનમાં વીજળીની પેઠે સ્ફુરી રહી છે. રાજાના મન-માં આ રચાતી સૃષ્ટિથી શોકમિશ્રિત હરખ માતો નથી અને બોલી ઉઠે છે કે જે માબાપ આવા પુત્રને ખોળે બેસાડવા એની પાછળ દોડી પકડી લઇ ઉચકી જતાં હશે તે ધન્ય છે, મહાભાગ્યશાળી છે ! એની પ્રભાવ સૂચવતી મસ્તીથી એમનું અંગ મલિન થતું હશે એ એમની મલિનતા પણ ધન્ય છે. એ મલિનતાનો આનંદ પણ અવર્ણ્ય છે ! કેટલાં બધાં માબાપનો આવો રમ્ય અનુભવ છે. અનિમિત્ત એટલે અમથું, અમથું; કારણ વગર. અસ્ફુટ= કાલુ કાલુ અને અસ્પષ્ઠ.

બેસારવા ઉમળકે સ્વજ પુત્ર અંકે
લેતાં ધુળે મલિન થાય જ ધન્ય છે તે! ૧૭.

**તાપસી**— ઠીક આતો મને ગણુતોય નથી. રૂષિકુમારમાંથી કોઇ છે કે? ભદ્રમુખ, અહીં આવજો, આ બાલસિંહને આણે સજ્જડ પકડી રાખીને રમતમાં ને રમતમાં બહુ પીડવા માંડયો છે, તેને જરા છોડાવો.

**રાજા**—(પાસે જઇને) અરે હો! મહર્ષિ પુત્ર,

ગીતિ.

[1]પ્રાણિમાત્રને સુખકર જન્મથી આમ શું દુષે તું સંયમને,
આશ્રમ ધર્મ વિરૂદ્ધ વર્તિ, નાગ શિશુ સમાન ચંદનને! ૧૮.

**તાપસી**—ભદ્રમુખ, આ કૈં રૂષિકુમાર નથી.

**રાજા**—આકૃતિને અનુકૂળ એનું વર્તન જ એ કહી આપે છે. પણ આ સ્થાન આવું જાણીને અમને એવો તર્ક થયો.

(ઉપર કહ્યા પ્રમાણે કરતાં બાળકનો સ્પર્શ થતાં મનમાં)

ઇન્દ્રવજ્રા.

[2]આ કોકના બાલ કુલાંકુરે જો
અડ્યે મને આ સુખ ગાત્રનું તો!
કેવું દે એ સુખ ચિત્ત તેને
જેણે ઉછેર્યો ધન ભાગ્ય ખોળે! ૧૯.

**તાપસી**—(બન્નેને જોઇને) આશ્ચર્ય, આશ્ચર્ય!

**રાજા**—આર્યે, કેમ વારૂ?

**તાપસી**—આ બાળકની અને તમારી આકૃતિ એક સરખી છે તેથી હું વિસ્મય પામી! તમે અજાણ્યા છો ત્હોય એ કાંઇ બોલતો જ નથી!

**રાજા**—(બાળકને રમાડતો) આ મુનિ કુમાર નથી તો એનું કુળ કયું?

**તાપસી**—પુરૂવંશ.

---

૧. સ. વિ. ૫. સત્યવતી આયુનો વૃત્તાન્ત આપતાં એનું આશ્રમ ધર્મ વિરૂદ્ધ આચરણ કહી બતાવે છે. જે સંયમ પ્રાણિ માત્રને સુખ કરે છે તેના ઉપર આશ્રમ ધર્મ વિરૂદ્ધ વર્તી તું આમ જન્મથીજ દૂષણ લગાડું છું!

૨. સ. વિ. ૫. ૧૦. કુલાંકુર=કુલનો અંકુર=જેનામાં કુલની પ્રતિષ્ઠા છે એવો બાળક.

**રાજા**—( મનમાં ) શું આ મારા જ વંશનો ! એથી જ આ ભવતી એમ કહે છે કે એ મારા જેવો છે. આ કુલ-વ્રત તો પૌરવોનું છેલ્લું છે.

**માલભારિણી.**

ભવને રસભોગથી ભરેલે
વસતા તે ભૂમિ રક્ષવા જ પ્હેલે;
વળતી વ્રતધારી સંયમે રૈ'
તરૂ મૂળે ગૃહ બાંધતા વને જૈ.　　　૨૦

( મોટેથી ) પણ આ પ્રદેશમાં મનુષ્યો પોતાની મેળે આવી શકતા નથી.

**તાપસી**—તમે કહો છો તેમ જ છે. અપ્સરાના સંબંધે આની માએ અહીં દેવગુરૂના તપોવનમાં એને જન્મ આપ્યો.

**રાજા**—( બાજુએ ) હાશ ! આશા બાંધવાનું આ બીજું કારણ ( મોટેથી ) ત્યારે એ ભવતી વારૂ કયા રાજર્ષિનાં પત્નિ ?

**તાપસી**—[1]એવા ધર્મપત્નિનો પરિત્યાગ કરનારનું તે કોણ નામ લેતું હશે ?

**રાજા**—( મનમાં ) ખરેખર, આ કથા તો મને જ ઉદ્દેશીને છે! ત્યારે આ બાળકની માનું નામ દઇને જ પૂછું તો ? અથવા, [2]પારકી સ્ત્રીની પડપૂછ જ હલકી.

( માટીનો મોર હાથમાં લઇને પ્રવેશ કરી )

**તાપસી**—સર્વદમન, આ શકુંત લાવી, જો એનું લાવણ્ય.

**બાલ**—( દૃષ્ટિ નાંખી ) પણ મારી મા ક્યાં ?

**બન્ને જણીયો**—નામ સરખું હોવાથી આ માતા વત્સલ બાળક છેતરાયો !

**બીજી**—વત્સ, આ માટીનો મોર જો કેવો સારો છે એમ તને કહ્યું.

**રાજા**—( મનમાં ) અથવા શકુંતલા એમ આની માનું નામ. પણ સરખાં નામ તો ઘણાંયનાં હોય છે. આ નામ માત્રનું સ્તવન ઝાંજવાં પેઠે મારા દુઃખનું કારણ તો નહીં થાય !

---

૧. અહીં નામ દઇ દે તો રસપ્રવાહ અટકી જાત; નામ નહીં દેવાનું કારણ કેટલું ચમત્કૃતિવાળું ! સ્ત્રીનો વિનાકારણ ત્યાગ કરનારનો શો તિરસ્કાર !

૨. હજુય કેવો ધર્માગ્રહ !

**બાલ**—[1]મા, આ સારો મોર મને ગમે છે. (રમકડું લે છે)

**પહેલી**—(જોઇને ઉદ્વેગથી) અહો! આને કાંડે રક્ષાનું માદળીયું કંઈ જણાતું નથી!

**રાજા**—ચિંતા ન કરો. આ રહ્યું એ, સિંહના બચ્ચા સાથે ઉધમાતમાં એ નીસરી પડયું. (લેવા જાય છે)

**બન્ને**—અરે એને અડશો નહીં. શું આમણે તો લીધુંય! (છાતી ઉપર હાથ રાખી વિસ્મય પામી સ્હામ સ્હામાં જોઇ રહે છે)

**રાજા**—કેમ વારૂં મના કરી?

**પહેલી**—[2]સાંભળો મહારાજ, આ અપરાજીતા નામની ઔષધિ ભગવાન મારીચે એના જાત કર્મ વખતે આપી હતી, એ કદિ ભોંય પડી જાય તો એનાં માતાપિતા તથા એના પોતાના સિવાય બીજું કોઇ ઉપાડી શકે નહીં.

**રાજા**—ઉપાડે તો?

**પહેલી**—તો તેને સર્પ થઇને તે કરડે.

**રાજા**—[3]આપે કદિ એનું એવું રૂપાન્તર થતાં નજરે દીઠેલું?

**બન્ને**—ઘણીય વાર.

**રાજા**—(હર્ષથી મનમાં) મારો મનોરથ પૂર્ણ થયો હોય હું કેમ ના હરખાઉં? (એમ કહી બાળકને ભેટે છે)

**બીજી**—સુવ્રતે, ચાલ, આ વૃત્તાન્ત આપણે નિયમમાં બેઠેલી શકુંતલાને કહી આવીએ. (જાય છે)

**બાલ**—મુકીદો મને, હું મા પાસે જાઉં.

**રાજા**—પુત્ર, મારી સાથેજ માતાને તું અભિનંદન આપજે.

**બાલ**—મારા તાત તો દુષ્યન્ત છે, તમે નહીં.

**રાજા**—(હસીને) આ તારો બોલજ ખાતરી કરી આપે છે.

(એક વેણી ધારણ કરેલી શકુંતલા પ્રવેશ કરે છે)

**શકુંતલા**—રૂપાન્તર થવું જોઇએ તેવે વખતે પણ સર્વદમ-

---

૧. સ. પિ. પ. માં આયુ પોતાનો મોર મોકલવાનું સત્યવતિને વિનવે છે.

૨. સ. વિ. ૨. અપરાજિતા વિદ્યાના બળે ઉર્વશીને નિર્ભય રહેવા ચિત્રલેખા સુચન કરે છે. એ વિદ્યા ગુરૂએ જ આપી છે.

૩. તે સમયમાં પણ આવા દાર્શનિક પુરાવા ઉપરજ બુદ્ધિમાન પુરૂષો વિશ્વાસ રાખતા. આ સમયના લોકને કેવળ વહેમી જ કેમ કહેવાય?

નની ઓષધિ એમની એમજ રહી એવું સાંભળ્યું છતાંય મારા સદ્-ભાગ્યની આશા નથી. અથવા સાનુમતીએ કહ્યું તેમ હોય પણ ખરૂં.

**રાજા**—( શકુંતલાને જોઇને ) [1]અરે શું આ જ ભવતી શકું-તલા ! જે

**વસંતતિલક.**

મેલાં શરીર પર વસ્ત્ર ધરી રહેલી
ને ગાત્ર ક્ષીણ નિયમે ધરી એક વેણી
હું છેક નિર્દય તણા વિરહે બળેલી
રે' દીર્ઘ ધારી વ્રત શુદ્ધ શીળે ભરેલી. ૨૧.

**શકુંતલા**—( [2]પશ્ચાતાપથી વિવર્ણ થઈ ગયેલા રાજાને જોઇ ) આ કોઇ આર્યપુત્ર જેવા નથી. ત્યારે કોણ એ હમણાં મારા રક્ષા બાંધેલા પુત્રને ગાત્ર સ્પર્શથી દૂષિત કરે છે ?

**બાલ**—( માતા પાસે જઈ ) મા, પેલા કોક પુરૂષ મને પુત્ર કહી ભેટે છે.

**રાજા**—પ્રિયા, તારા ઉપર ગુજારેલી મારી ક્રૂરતાનો પણ અનુ-કૂળ અંત આવ્યો, કેમકે તેં મને ઓળખ્યો એમ હું આ જોઉં છું.

**શકુંતલા**—( મનમાં ) હૃદય ધીરજ ધર. મત્સર ઉતરી ગ-એલા દૈવે મારા ઉપર દયા કરી. ખરે જ આ તો આર્ય પુત્ર !

**રાજા**—પ્રિયે, સદ્‌ભાગ્યે

**ગીતિ.**

મોહ મટચો મુજ સ્મૃતિએ, સન્મુખ સુમુખિ ઉભી રહી આ જો
ગ્રહણ પછી જયમ શશિને થતો યોગ નિજ પ્રિયા રોહિણીનો. ૨૨.

---

૧. શકુંતલાના શુદ્ધ ચરિતનું આ ચિત્ર જોઇ કોનું હૃદય ભેદાશે નહિ ! પતિના વિયોગમાં આર્ય સ્ત્રીનું જીવન એક તપશ્ચર્યા જ છે ! જન-સમુહની સ્થિરતા અને કલ્યાણ સાથે આત્માને ઉર્ધ્વગામી કરનાર આ તાપસ ધર્મને સમજી તેનું વર્તન કરનાર હૃદયનો પ્રભાવ નહીં સમજી શ-કનાર બાળકો કદાચ શકુંતલાના આ વ્રતનું ઉપહાસ કરશે ! આર્યના ધાર્મિક જીવન ઉપર સ્વાર્થ સંકુચિતતાનાં ગાઢ પડળ ચઢયાનું જ એ પરિ-ણામ ગણાશે. શીળે એટલે શીયળવૃત્તે, પાતિવ્રત્યે.

૨. આ ચરણના પ્રિયાના વિરહમાં વિવર્ણ થઇ ગયેલા રાજાની દયાજનક સ્થિતિ બતાવે છે. શકુન્તલા ઓળખી શકતી નથી એવું દુષ્યન્તનું રૂપાન્તર થઈ ગયું છે ! શું નવા જમાનાના સૌજન્ય ( culture ) વર્થી કેટલાક યુવકો કહે છે તેમ લગ્ન ગ્રંથિમાં જોડાયલી સ્ત્રીના ભણી પુરૂષની સાધા-રણ ક્રૂરતાનો આ દૃષ્ટાન્ત હશે !

**શકુંતલા**—આર્ય પુત્રનો જય થાવ. (બોલતાં બોલતાં ડસકા ભરાઇ આવવાથી અચકી જાય છે.)

**રાજા**—સુંદરિ !

**અનુષ્ટુભ્.**

[1]અશ્રુરૂંધ્યાય શબ્દે આ થયો જો જય માહરો,
હીણ સંસ્કારથી ફીકા હોઠનું મુખ ભાળતો. ૨૩.

**બાલ**—માતા આ કોણ જે ?

**શકુંતલા**—બાપ, તારાં સદ્ભાગ્યને પૂછ.

**રાજા**—(શકુંતલાને પગે પડી)

**હરિણી.**

[2]સુતનુ વિસરી જાજે સર્વે તિરસ્કૃતિ દુઃખ તું
મુજ હૃદય કૈં બારે મોહે હતું સપડાયલું,
શુભ અવસરે વર્તે એવું તમઃપટ ઘેરિયાં
સ્રગ શિર પડી કાઢી નાખે અહિ ગણી આંધળાં. ૨૪.

**શકુંતલા**—ઉઠો આર્ય પુત્ર, ખચિત પેલા જન્મમાં મેં મારાં [3]સુચરિતને આડે આવે એવું કાંઇ કર્મ કર્યું હશે તેનું જ આ ફળ નડયું ! કે આવા દયાળુ આર્યપુત્ર પણ મારા ભણી કઠોર થયા ! (રાજા ઉભો થાય છે.)

---

૧. સ. વિ. ૨. ૧૬. "યત્તે" શબ્દનો ભાવ "જો" શબ્દથી ખેંચ્યો છે.

૨. સ્રગ એટલે પુષ્પમાળા; અહિ એટલે સર્પ. આર્ય જીવનના સ્ત્રી પુરૂષના આ સંબંધને નિષ્પક્ષપાતપણે જોનાર કયો ન્યાયી પુરૂષ એમ કહેશે કે એ જીવનમાં સ્ત્રીને માત્ર એક જનાવર જેવી જ સ્થિતિમાં રાખવામાં આવી છે અને પુરૂષ સ્વચ્છંદી હોઇ એના ભણી ક્રૂરતાથી વર્તે છે? **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता** એ મનુ ભગવાનના સૂક્તનો આ જીવનમાં કેટલો રમ્ય સાક્ષાત્કાર થાય છે ! આ જીવન આદર્શની વિરૂદ્ધ ચાલનારનો દોષ ધર્મ વ્યવસ્થા ઉપર મૂકી તેને નિંદવી એ કેવળ અન્યાય છે.

"સપડાયલું" મૂકી એમ સૂચન કર્યું છે કે મોહને અધીન થવામાં મારી જરાય ઈચ્છા નહોતી. મને એ પ્રતિકૂળ છતાં કોઇ મહાન શક્તિના પ્રતિબંધમાં હૃદય પડયું હતું. ફસાવામાં તો એ દિશા તરફ જવાની અનુકૂળતા સાધતાં પકડાઈ જવાનો ભાવ રહે છે, દિશા અનુકૂળ હોવાથી પરિણામ ઉપર માત્ર તિતિક્ષા રહેવાનું સમજાય છે.

૩. પોતાના દુઃખનો દોષ પોતાના જ કર્મના ઉપર મૂકી બીજાનું દુઃખ

**શકુંતલા**—[1]આ દુઃખીજન આર્યપુત્રને કેમ કરી સાંભરી આવ્યું ?

**રાજા**—[2]દુઃખનો કાંટો કાઢી નાખીને કહું,

**વસંતતિલક.**

મોહેથી મેં સુતનુ પ્હેલું ન જોયું તારૂં
જે અશ્રુ બિન્દુ અધરે અથડી ગરેલું
તે આજ સ્હેજ નમીં પાંપણમાં ઝરંતુ
લૂંછી હું અશ્રુ પરિતાપથી મુક્ત થાઉં. ૨૫.

( એમ કહી આંસુ લોહી નાખે છે )

**શકુંતલા**—( નામવાળી વીંટી જોઇ ) આર્યપુત્ર આ તમારી વીંટી ?

**રાજા**—આ વીંટી જડતાં જ મને સાંભરી આવ્યું.

**શકુંતલા**—આણે તો કેર વર્તાવ્યો ! આર્યપુત્રની જ્યારે ખાતરી કરવી હતી ત્યારે તો એ દુર્લભ થઇ પડી !

**રાજા**—ભલે ત્યારે, ઋતુસંયોગના ચિન્હ તરીકે લતા એ પુષ્પને ધારણ કરે.

**શકુંતલા**—મને એનો વિશ્વાસ પડતો નથી. આર્યપુત્ર જ એને ધારણ કરો.

---

હલકું કરવાની ઉચ્ચ કેળવણીની સીમા બતાવતી આ આર્યભાવના હજુય સદ્ભાગ્યે આપણી સ્ત્રીયોના મનમાંથી ખશી નથી ત્યાં સુધી આર્યસંસાર દુઃખમાં પણ સુખી છે. રાજા સ્ત્રીને પગે પડી પોતાની ભૂલની ક્ષમા યાચે છે તે એના ઉચ્ચ સ્વભાવની પ્રતીતિ છે. સ. ૮૨–૮૩ ૮૪ (કુસુમાંજલિ. વિલાસ તરંગ )

૧. આના કરતાં મર્મભેદક કરૂણ વાકય કયું હશે ?

૨. તારી આંખમાં ભરાઈ આવતું આંસુ મને કંટક સમાન સાલે છે. પ્હેલાં જ્યારે તું મારી પાસે આવી અને તારો તિરસ્કાર કર્યા ત્યારે તારી આંખમાંથી ખરી પડતા અશ્ર મેં જરાય ગણગાર્યા નહોતાં એ મારૂં કઠોર હૃદય સાંભરી આવતાં મારાથી હવે બોલાતું નથી. ઉભી રહે મારા હૃદયનો એ કાંટો કાઢી નાંખી હૃદય હલકુ કરી તને બધી વાત કહું છું. આંસુ લૂંછી નાંખવામાં કવિએ રમ્ય યુક્તિ સાધી છે. પોતાના પશ્ચાત્તાપનો ઉપરામ થાય છે અને આંગળીએ ઘાલેલી વીંટી શકુંતલાની નજરે પડે એવો પ્રસંગ સધાયો છે. દુઃખદ વાતાનું પુનરાવર્તન કરવા કરતાં તેનું તારતમ્ય અંગુલી દ્રષ્ટિથી જ જળવાતું આવશ્યક હતું.

( માતલિ પ્રવેશ કરે છે )

**માતલિ**—ધર્મપત્નિના સમાગમે અને પુત્રના મુખ દર્શને આયુષ્યમાનને વધામણી !

**રાજા**—મારો મનોરથ મીઠા ફળવાળો થયો. માતલિ આ વૃત્તાન્ત [૧]આખંડલને શું વિદિત નહીં હોય ?

**માતલિ**—( [૨]હસીને ) ઇશ્વરને અજાણ્યું શું ! પધારો આયુષ્મન્; ભગવાન મારીચ તમારાં દર્શનની વાટ જુવે છે.

**રાજા**—શકુંતલા, પુત્રને તેડી લે, તને આગળ કરીને ભગવાનના દર્શને જવું એવી ઇચ્છા છે.

**શકુંતલા**—[૩]આર્યપુત્રની સાથે ગુરૂ સમીપ જતાં શરમ આવે છે.

**રાજા**—હોય, સારે અવસરે એમ જ કરવું ઘટે. ચાલ, ચાલ.

( બધાંય ચાલે છે )

( અદિતિ સાથે અર્ધા આસને બેઠેલા મારીચ પ્રવેશ કરે છે )

**મારીચ**—( રાજાને જોઇ ) દાક્ષાયણી !

**વસંતતિલક.**

[૪]આ મોખરે રણુ ચઢે તુજ પુત્ર અર્થે
દુષ્યન્ત નામથી પ્રસિદ્ધ ભૂપાળ છે તે,

---

૧. આખંડલ એ ઇન્દ્રનું નામ છે.

૨. અહીં સાનુમતિએ કહેલી દેવની યુક્તિનું ઉઘાડું સૂચન છે.

૩. આર્ય કુલાંગનાનો આ વિનય હજુય એવોને એવો જ આનંદજનક છે. કેટલાક નવીન સુધારકોને આ વિનય શલ્ય સમાન દુખદે છે. પૂર્વ અને પશ્ચિમના સંસાર વ્યવહારમાં રહેલો ભેદ એમને એમ રહેવા દેવામાં જ પ્રાચીન આર્ય કેળવણી અખંડ અને સુંદર રહી શકશે. ઉચ્ચ હૃદયનો આ વ્યવહાર સ્વાભાવિક છે.

૪. ભૂપાળ=પૃથ્વીપાળ. તારો પુત્ર સ્વર્ગપાળ છે અને આ પૃથ્વીપાળ છે. બન્નેનું સરખું ગૌરવ બતાવવા આ શબ્દ યોજ્યો છે; કારણકે સમાન ગૌરવ અને બળવાળાની જ મૈત્રિ પવિત્ર અને ઉભયને ફળદાયક થાય છે. નિર્બળ અને સબળની મૈત્રિ સબળની અધમતામાં પરિણામ પામી નિર્બળનો નાશ કરનારી નીવડે છે. નિર્બળને સદાને માટે દાસત્વ આપનારી છે. સમાન ગુણવાળાની મૈત્રિનો આનંદ અને પરસ્પર થતો આદર આ અંકની શરૂઆતમાં વર્ણવ્યો છે તે કેવો રમ્ય અને કામ્ય છે !

જેનું ધનુષ્ય કરી કાર્યે રહ્યું બધુંય
તેથી થયું હરિનું ભૂષણુરૂપ વજ્ર. ૨૬

**અદિતિ**—પ્રભાવ જણાઈ આવે એવી જ એમની આકૃતિ છે!

**માતલિ**—આયુષ્મન્ આ દેવગણનાં માતાપિતા વાત્સલ્ય ભાવ ભર્યાં નયનથી આયુષ્માનને નિહાળી રહ્યાં છે. એમની યડમાં પધારો.

**રાજા**—માતલિ, [1]આજ એ દંપતી!

**શાર્દૂલ.**

જેને બાર પ્રકારના સુરજનું કહે સ્થાન ઉત્પત્તિનું,
જેણે ઇન્દ્ર ત્રિલોક નાથ જનમ્યો એ યજ્ઞ દેવ પ્રભુ,
લેવા જન્મ સ્વયંભુ શ્રેષ્ઠ પ્રભુ જ્યાં પોતે પધાર્યા શુણ્યું,
જોડું દક્ષ મરીચિ સંતતિનું આ બ્રહ્માથી બે પેઢીનું. ૨૭

**માતલિ**—હા જી.

**રાજા**—( પાસે જઇને ) આપ ઉભયને ઇન્દ્રનો દાસ દુષ્યન્ત પ્રણામ કરે છે.

**મારીચ**—વત્સ, દીર્ઘકાળ જીવો અને પૃથ્વીનું પાલન કરો.

**અદિતિ**—વત્સ, અજય્ય મહારથી થજો.

**શકુંતલા**—પુત્ર સહિત આપ બન્નેને પગે લાગું છું.

**મારીચ**—પુત્રિ,

**અનુષ્ટુભ્.**

સ્વામી ઇન્દ્ર સમો તારો પુત્ર વીર જયન્ત શો
તને શી યોગ્ય આશીષ! પૌલોમી સમ તું થજો. ૨૮

**અદિતિ**—પુત્રિ, ભર્તાને માનીતી થા. આ ચિરંજીવી પુત્ર અવશ્ય ઉભય કુળને આનંદકારક થજો. બેસો. ( સર્વે પ્રજાપતિની યડમાં બેસે છે.

**મારીચ**—( પ્રત્યેકને બતાવીને )

---

૧. આને આદમ અને ઇવ સાથે કાંઈ સંબંધ હશે? એમનાથી બાર સૂર્યની, ત્રિલોકનાથ ઈન્દ્રની અને સાક્ષાત્ સ્વયંભૂની ઉત્પત્તિ છે એવા આ જોડાની અને બ્રહ્માની વચ્ચે એક જ પેઢીનું અંતર છે.

**અનુષ્ટુભ્.**

[1]સાધ્વી શકુંતલા આવી આવો સત્પુત્ર આપ ને
શ્રદ્ધા વિત્ત અને વિધિ ધન્ય ભેળાં થયાં ત્રણે. ૨૯.

**રાજા**—ભગવન્ મનોરથની સિદ્ધિ પહેલી થઇ અને પછી દર્શન થયાં, તેથી આપનો આ અનુગ્રહ અપૂર્વ પ્રકારનોજ, કેમકે

**વંશસ્થ.**

ફુટેજ પ્હેલું ફુલને પછી ફળ,
થતોજ પ્હેલો ઘન ને પછી જળ;
જણાય આ કારણ કાર્યનો ક્રમ,
પ્રસાદની આગળ હોય સંપદ!

**માતલિ**—વિધાતાઓનો પ્રસાદ એવોજ હોય.

**રાજા**—[2]ભગવન્, આ આપની આજ્ઞાકરીને હું ગાંધર્વ વિવાહ વિધિએ પરણેલો અને કેટલેક કાળે એનાં બાંધવે એને મારી પાસે આણી ત્યારે સ્મૃતિ દોષથી એનો મેં તિરસ્કાર કર્યો તેથી હું આપશ્રીના સગોત્રી કણ્વરૂષિનો અપરાધી થયો. પછી વીંટી જોઇને એમની પુત્રિને હું પહેલો પરણ્યો હતો એમ સાંભરી આવ્યું. આ બધું મને વિચિત્ર જેવું લાગેછે.

**વંશસ્થ.**

[3]સમક્ષને પાસ થઇ જતાં વળી
પડેજ શંકા ગજ હોય કે નહીં

---

૧. શ્રદ્ધા, વિત્ત અને વિધિ એ ત્રણે ભેળા હોય ત્યારે જ જગત્કલ્યાણકારી ઉત્તમ યજ્ઞ થાય છે તેમ જ મનુષ્ય જીવનનો યજ્ઞ સાધ્વી સ્ત્રી અને સત્પુત્ર હોય તો જ સફળ મનાય છે.

૨. આ પ્રશ્ન પૂછવામાં બે અર્થ સમાયલા છે. એક તો રાજાને આ આશ્ચર્યનો મર્મ જાણવાનો અને પોતે કેવળ નિર્દોષ છે એવી રૂષિ મુખેથી શકુંતલાની ખાતરી કરી આપવાનો. આ ઉભય ઉદ્દેશ રૂષિના ખુલાસાથી પાર પડે છે.

૩. આવી હાસ્યજનક દશા થઇ તે મને કેવળ વિચિત્ર લાગે છે. હાથીને જતાં જોયો છતાં ન ઓળખાયો અને પાછળથી માત્ર પગલું જોઇને જ ખાતરી થઇ કે એ હાથી જ હતો! એ વિચિત્ર જ હતું.

પછીથીઁ થાયે પગલેથી ખાતરી
થઇ દશા એવીજ મારી ચિત્તની. ૩૧.

**મારીચ**—પુત્ર, તારી જાતને અપરાધી ન ગણીશ. તારા જે-વાને સંમોહ પણ ન સંભવે. સાંભળ.

**રાજા**—ધ્યાન પૂર્વક સાંભળું છું.

**મારીચ**—જ્યારે અપ્સરા તીર્થના ઘાટમાંથી દેખીતી જ વિ-વ્હલ થઇ ગએલી શકુંતલાને લેઇને મેનકા દાક્ષાયણી પાસે આવી ત્યારે જ ધ્યાનથી મેં જાણી લીધું હતું કે દુર્વાસાના શાપના પ્રભાવે આ બાપડી તારી ધર્મપત્નિનો તારા તરફથી તિરસ્કાર થયો હતો, બીજા કોઇ કારણથી નહીં. એ શાપ આ વીંટીના દર્શનથી મટવાનો હતો.

**રાજા**—( હાશ કહીને ) હવે હું કહેણમાંથી છુટયો.

**શકુંતલા**—( મનમાં ) ઠીક, ત્યારે તો, વિના કારણ આર્યપુત્રે મારો તિરસ્કાર ન્હોતો કર્યો. પણ ખરે મને શાપ દીધો તેની કાંઇ યાદજ નથી. અથવા, મને એવો દીધેલો શાપ મેં વિરહમાં શૂન્ય હૃદય-વાળીએ જાણ્યોય નહીં હોય. તેથી જ સખીયોએ મને કહ્યું હતું કે ભર્તાને વીંટી બતાવજે.

**મારીચ**—પુત્રિ, તારા મનોરથ ફળ્યા ! આ તારા સહધર્મચારી પતિ ઉપર ક્રોધ ના કરીશ. જો,

**વસંતતિલક.**

શાપે ત્યજી સ્મૃતિ-વિભ્રષ્ટ કઠોર નાથે
તેનીઁ તું દેવીઁ થઇ સ્થાપિત મોહ જાતે,
છાયા પડે નહીં મલીન થયેલ કાચે
સ્હેજે જણાય પણ દર્પણ માંજતાં તે. ૩૨.

**રાજા**—ભગવાને કહ્યું તેમ જ.

**મારીચ**—[1] પુત્ર, તેં શકુંતલાના પુત્રને વધાવી લીધો ને ? એનું જાતકર્મ વિધિ પ્રમાણે અમે કર્યું છે.

**રાજા**—ભગવન્ એમાંજ મારા વંશની પ્રતિષ્ઠા છે.

---

૧. સ. વિ. ૫. સત્યવતિ આયુને લઇ આવતાં એના ઓળખાણમાં આવું જ બોલે છે. ત્યાં પણ ચ્યવન ઋષિ એના ઉછેરનાર અને સંસ્કાર કર-નાર તરીકે ઓળખાવે છે ! એનું આચરણ સર્વદમનના જેવું જ આશ્રમ ધર્મ વિરૂદ્ધ જોવામાં આવેલું.

**મારીચ**—વળી એ ભવિષ્યમાં ચક્રવર્તી થશે એ તમે નક્કી જાણજો, જુવો

**શિખરિણી.**

[1]સમુદ્રે ના રૂંધ્યે સ્થિર ગતિ રથે પાર ઉતરી
ભરી સાતે દ્વીપે, અવનિ જીતશે અપ્રતિરથી
અહીં આ પ્રાણિનું દમન કરતાં સર્વદમન;
વળી તે કહેવાશે ભરત કરતાં લોક ભરણ. ૩૩.

**રાજા**—ભગવાને પોતે એને સંસ્કાર કર્યો છે એટલે અમે બધીય આશા રાખીએ છીએ.

**અદિતિ**—ભગવન્, દીકરીનો આ મનોરથ પાર પડ્યાની ખબર કણ્વઋષિને પણ પ્હોંચાડવી જોઇએ. દીકરીમાં વાત્સલ્યવાળી મેનકા તો મારી ત્હેનાતમાં અહીં જ છે.

**શકુંતલા**—( મનમાં )[2] મારો "મનોરથ" એમ ભગવતીએ કહ્યું ખરૂં ?

**મારીચ**—એ ઋષિને તપ પ્રભાવથી સર્વ પ્રત્યક્ષ જ છે.

**રાજા**—ખરે તેથી જ મુનિ મારા ઉપર ક્રોધે ભરાયા નહીં.

**મારીચ**—ત્હોય અમારે આવા પ્રિય સમાચાર કહેવડાવવા જોઇએ. કોણ છે અહીં વારૂ ?

( પ્રવેશ કરી )

**શિષ્ય**—ભગવન્ આ રહ્યો હું.

**મારીચ**—[3]ગાલવ, હમણાં જ આકાશ માર્ગે જઇને મારૂં

---

૧. માત્ર વ્યાપારીયો જ દરીયાની સફર કરતા એમ નહીં પણ રાજાઓ લશ્કરને પણ દરીયા વાટે લઇ જતા અને બીજા ખંડોમાં જીત કરતા એમ કાલિદાસના સમયમાં લોકની દૃઢ માન્યતા જણાય છે. અપ્રતિરથી—જેના સામે સ્પર્ધા કરે એવો કોઈ યોદ્ધા નહીં હોય એવો.

૨. શું આ મર્મજ્ઞ વાણી !

૩. મહર્ષિયો પોતાના તપ પ્રભાવથી આકાશમાર્ગે જવા શક્તિમાન હતા એટલું જ નહીં પરન્તુ તેમના શિષ્યો તેજ પ્રમાણે પ્રયાણ કરવા સમર્થ જણાય છે. વખતે વિમાનનો પ્રચાર ઘણો બહોળો હશે અથવા કાલિદાસના માનવા પ્રમાણે મહર્ષિની શક્તિ પોતાના શિષ્યમાં પણ એવી શક્તિ મુકી શકતી હશે.

નામ દઈ ભગવાન કણ્વને આ શુભ સમાચાર કહેકે પુત્રવતી શકુંતલાને એના શાપથી નિવૃત્તિ થતાં બધું સાંભરી આવવાથી દુષ્યન્તે સ્વીકારી લીધી છે.

**શિષ્ય**—ભગવાનની જેવી આજ્ઞા. (જાય છે)

**મારીચ**—પુત્ર, તમે પણ આ પુત્ર અને દારા સાથે મિત્ર ઇન્દ્રના રથમાં બેસી તમારી રાજધાની તરફ પધારો.

**રાજા**—ભગવાનની જેવી આજ્ઞા.

**મારીચ**—વળી.

**માલિની.**

[1]સુરપતિ તુજ તર્પો વૃષ્ટિથી ભ્હો પ્રજાને,
કરી કરી બહુ યજ્ઞો તુંય સંતોષ એને,
યુગ શત ક્રમ આવાં વીતવો સ્તુત્ય કૃત્યે
ઉભય હળીં મળીને લોક એના હિતાર્થે. ૩૪.

**રાજા**—ભગવન્, પ્રજાના શ્રેય માટે યથાશક્તિ પ્રયત્ન કરીશ.

**મારીચ**—પુત્ર, આથી અધિક તારૂં શું પ્રિય કરૂં ?

**રાજા**—આથીય અધિક પ્રિય હશે ? ત્હોય જ્યારે ભગવાનની પ્રિય કરવાની ઇચ્છા છે તો આટલું ભરત વાક્ય ફળજો.

**વસંતતિલક.**

[2]રાજા કરે પરમ યત્ન પ્રજા હિતાર્થે,
વિદ્યા બહુ શ્રુતનીં માન ઘણુંય પામે,

---

૧. વિ. પ. ૨૦; ભગવત્ગીતા. અ. ૪.

૨. ઘણુંય અહીં ય "જ"ના અર્થમાં વધારે સ્પષ્ટતાથી વપરાયો છે. "તેં તો ઘણુંય કર્યું પણ પ્રયાસ નિષ્ફળ થયો." એમાં ય જે અર્થમાં છે તે જ અર્થમાં અહીં પણ વાપર્યો છે.—

રાજ્યને અંતે નર્ક એવી જે માન્યતા આજકાલ લોકનામાં ઠસીછે તેનું કારણ એ છે કે રાજાઓ મધ્યકાળમાં ધર્માવલંબી રહ્યા નહીં. રાજ્ય ધર્મનું જે ઉચ્ચ આલેખન અહીં કર્યું છે તે જ ધર્મમાં રહી રાજ્યનું પાલન કરતા રાજાઓને આ લોકવાયકા લાગુ પડતી નથી. એમના રાજ્યને અંતે તો સ્વર્ગ જ છે કારણકે જીવતાં એમનું રાજ્ય એક ઉત્કૃષ્ટ તપશ્ચર્યા જ છે; એ ભોગનું સાધન નથી પરંતુ તપશ્ચર્યાનું ક્ષેત્ર છે. અને તેથી જ દુશ્યન્ત આટલાં ધૈર્ય અને ખાતરીથી પોતાની મુક્તિની યાચના કરે છે. કાલિદાસના સમયમાં પણ ખરી વિદ્વત્તાની પરિક્ષા કરી તેને યોગ્ય માન આપનાર ઘણા થોડા જ જણાય છે અને ભવભૂતિના જેવી એમની પણ સ્હેજ ફરિઆદ છે. લક્ષ્મી-

મ્હારો વળી પુનરજન્મ સ્વયંભુ ટાળે
જે નીલકંઠ બહુ શક્તિ અપાર ધારે. ૩૫.

( સર્વે જાય છે. )

## [ સાતમો અંક સમાપ્ત. ]

## [ અભિજ્ઞાન શકુંતલ નામ નાટક સમાપ્ત. ]

---

ની ઝલક જ એવી છે કે એનો તિરસ્કાર કરી વિદ્યાની સાથે વરનારનો આ લક્ષ્મીના જગતમાં ઓછો જ ભાવ પૂછાય. ધર્મિષ્ટની પણ આ જ દશા છે. માત્ર અપવાદ રૂપ એક ધર્મિષ્ટ રાજા જ છે અને એ પણ અપવાદમાં ગણવાનુ કારણ એટલું જ કે રાજ્ય એનું સુખનું સાધન નથી પણ તપશ્ચર્યાનું સાધન છે. એ એના સંભોગ સુખ અને સ્વાર્થને અર્થે નથી પણ પરમાર્થને અર્થે જ એણે ધારણ કર્યું છે. આ ઉચ્ચ આશય ફરતાં એ રાજા પણ અકારો, લોકને ત્રાસદાયક થઇ, બહુ નિંદ્ય થાય છે અને અપવાદમાંથી બહાર જઇ સર્વ પ્રજાનો શત્રુ થતાં એના જીવના અંતમાં જ એને વિશ્રાન્તિ મળે છે. જો પ્રજા અથવા બીજા રાજાના હાથે મૃત્યુ ન મળે તો પોતે આપઘાત કરવામાં પણ સુખી માને છે ! આવા રાજાને તો રાજ્યને અંતે નર્ક જ છે.